# સાહિત્યમંજરી

## ગુચ્છ એક

હાઇ સ્કૂલના ચોથા ધોરણ માટે


સંગ્રાહક

સાકરલાલ અમૃતલાલ દવે

B. A., S. T. C. D. (Hons.)

'અનંગભસ્મ', 'નીલનેની', તથા 'જીવનસિદ્ધિ'ના અનુવાદક

શિક્ષક, મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ તથા ગર્લ્સ હાઇ સ્કૂલ

અમદાવાદ



પ્રકાશક

એસ. બી. શાહની કું.

પાનકોર નાકા–અમદાવાદ

કિંમત દસ આના

પુષ્પમંજરીના શોખીન
બાળવિદ્યાર્થીઓને



"Books, indeed, endow us with a whole enchanted palace of happy thoughts."

**Macaulay**

પુસ્તકો મળ્યાં એટલે સદ્વિચારરૂપી એક આખો મનમોહન મહેલ જ મળ્યો જાણો.

મેકાલે

# વિદ્યાર્થીઓને

નાના બાળકને મા વહાલી, મોટાઓને માતૃભૂમિ વહાલી, તો સરસ્વતી દેવીની આરાધના કરતા વિદ્યાર્થીઓને માતૃભાષા વહાલી નહિ? ન હોય તો ક્યાંક કાંઈક રોગ થયો છે એમ જ માનવું પડે.

પણ માત્ર ખાલી વહાલ શા કામનું? ખોટા અને અજ્ઞાનભર્યા વહાલે કેટલી ય માતાઓ પોતાનાં જ બાળકોને પારાવાર નુકસાન કરી રહેલી છે. તેવી રીતે માતૃભાષા પર પ્રેમ રાખનાર વિદ્યાર્થી તેની ઉપાસના ન કરે, તેની સેવા ન કરે, તેને સમૃદ્ધ કરવાના મનોરથો ન ઘડે, તો તેના ખાલી લુખા વહાલે કોનો ભલીવાર થાય?

આવા કાંઈક વિચારથી પ્રેરાઈને આપણી ગુર્જરી સાહિત્ય-વાડીમાંથી થોડાંક પુષ્પ વીણીને તેની એક મંજરી તમારી આગળ ધરૂં છું, તે એવી આશાએ કે તેમાંના દરેકની ફોરમ તમારી તીવ્ર ઘ્રાણેન્દ્રિયને પહોંચે, અને તમને એ વાડીમાં ઘૂમી ઘૂમીને બીજાં ઘણાં ય મીઠાં ફૂલ વીણવાને લલચાવે. પ્રભુ એ આશા સફળ કરો.

તમે પોતે વિચાર કરતા થાઓ, પરસ્પર ચર્ચા કરતા થાઓ, અને સાચી કેળવણી પામો એવું ઘણું ય આ પુસ્તકના ટિપ્પણમાંથી તમને મળી રહેશે. એનો લાભ લેવાનું તમે ચૂકશો નહિ એવી ખાસ ભલામણ છે.

**સા. અ. દ.**

# પ્રસ્તાવના

માતૃભાષા પ્રત્યેના પ્રેમનાં બીજ બાળમાનસક્ષેત્રમાં જેમ વહેલાં નંખાય તેમ સારૂં. આપણું ગુર્જર સાહિત્ય-ઉપલબ્ધ છે તે પણ-એટલું વિશાળ તો અવશ્ય છે, કે તેમાંથી બાળવિદ્યાર્થીઓ માટે વિધ-વિધ ફૂલગુંથણી થઈ શકે. આજ સુધીમાં ગદ્યપદ્યના અનેક સંગ્રહો પ્રગટ થયા છે અને હજી ભવિષ્યમાં કેટલા ય થશે. અને તે જ યોગ્ય છે, કેમકે પસંદગીનું ક્ષેત્ર-સામાજિક કે માનસિક-જેટલું વિસ્તીર્ણ તેટલો સૌને લાભ.

સાહિત્યપુષ્પોની આ મંજરીમાં બાળવિદ્યાર્થીઓ પ્રત્યેના પ્રેમની ફોરમ કદાચ આવશે. કેળવણીના કામમાં અનુભવ એ છેક નજીવી વસ્તુ નથી એ પણ કદાચ તેમાંથી તરી આવશે.

પ્રથમ પદ્ય, પછી ગદ્ય, એ સ્વાભાવિક વિકાસક્રમ છે. પદ્ય-પાઠમાં માનસશાસ્ત્રના સુવિદિત સિદ્ધાન્તને વળગીને વિદ્યાર્થીને રુચે, સુગમ પડે, જિજ્ઞાસા સતેજ કરે, એવો ક્રમ સ્વીકાર્યો છે. તેથી બુદ્ધિને કસે એવાં કાવ્યો અન્તભાગમાં મૂક્યાં છે. છેક છેડે એક લોકગીત પણ આપ્યું છે. ગદ્યવિભાગમાં પણ ઐતિહાસિક ક્રમ ન અનુસરતાં વિવિધતા અને રસની અખંડતા જળવાય એવો ક્રમ ઉચિત ધાર્યો છે.

અનુભવે ખાતરી થઈ છે કે ઉછરતા વિદ્યાર્થીઓને (આપણાં જુનાં) ભક્તિવૈરાગ્યનાં પદો સામાન્ય રીતે આકર્ષક થતાં નથી, તેથી આ ગુચ્છમાંથી તેવાં પદોને જાણી જોઈને દૂર રાખ્યાં છે. કાવ્ય-સાહિત્ય તરફ અભિરુચિ થાય એ હેતુપુરઃસર યોજના કરેલી જણાશે. આશા છે કે તેમાં ઔચિત્ય જણાયા વિના રહેશે નહિ.

પદ્યવિભાગમાં ૧૦૦૦ ઉપર લીટી આપેલી છે. અનુભવે જણાયું છે કે ચોથા ધોરણમાં ૮૦૦ થી વધારે લીટી શીખવાતી નથી, એટલે શિક્ષકને પસંદગી કરવાનો અવકાશ રહે છે. મુખપાઠ બહુ આવશ્યક છે, તેને માટે માર્ગદર્શક પસંદગી અનુક્રમણિકામાં * મૂકીને દર્શાવી છે. ગદ્યપાઠનાં લગભગ ૮૦ પાનાં છે, તે બધાં ય વર્ષ દર્મિયાન વંચાય એવી ભલામણ છે.

અન્તમાં, જે જે વિદેહ તેમજ વિદ્યમાન લેખકોના લેખો કે લેખભાગો આ પુસ્તકમાં લેવામાં આવ્યા છે, તે સૌનો અન્તઃકરણપૂર્વક આભાર માનવાની રજા લઉં છું. વિદ્યાર્થીઓના હિતમાં તેમનો ફાળો કાયમ રહેજો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

અમદાવાદ
૬. ૯. ૧૯૩૦ } સા. અ. દવે

## શિક્ષકભાઈઓને

ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસ તરફ વિદ્યાર્થીની અભિરુચિ કેળવવી એ કેવળ આપણા જ હાથમાં છે. વિશુદ્ધ વાચન, મધુર ઉચ્ચારણ, કર્ણપ્રિય પદ્યપાઠ, સંસ્કારી શૈલી, ઇત્યાદિ સાધનો વડે વિદ્યાર્થીનું ચિત્તહરણ કરી તેને માતૃભાષાના અભ્યાસમાં, અને પરિણામે તેની સેવામાં, ઉદ્યુક્ત કરવો એ આપણું કર્તવ્ય છે. એ કર્તવ્યનું પાલન ઉદ્યોગ અને સેવાબુદ્ધિ વગર થઈ શકે નહિ એ કહેવાની જરૂર હોય નહિ.

આ પુસ્તકમાં આપેલા ગદ્યપદ્ય વિભાગોના લેખકો તથા તેમનાં પુસ્તકોનો પરિચય કરાવવાથી સ્વાભાવિક રીતે જ બાળકો વિશેષ વાંચવા તરફ પ્રેરાશે, અને એ વિશેષ વાચનની અનુકૂળતા નિશાળમાં વિદ્યાર્થીઓ માટેનું નાનકડું પુસ્તકાલય ઊભું કરવાથી સહેજે સાંપડશે. ઘણી નિશાળોમાં તો એવાં પુસ્તકાલયો હસ્તીમાં આવેલાં જ છે. તેનો ઉપયોગ થાય અને તેમાં શિષ્યોને જોઈતું માર્ગદર્શન મળી રહે એવી ગોઠવણ કરવી એ આપણું કામ છે.

બાળકો હમેશ દસ મિનિટ પોતાને ઘેર મોટે અવાજે વાંચે એવી ખૂબ ભલામણ કરવાની જરૂર છે; કેમકે મોટે સાદે વાંચવાથી કાન કેળવાય છે અને પોતાના વાચનના દોષો આપોઆપ શિષ્યને સમજાય છે. વળી, તેથી લખાણનો મર્મ પણ વધારે સચોટ રીતે વાંચનારના મન પર ઠસે છે.

આશા છે કે મારો આ પ્રયત્ન શિક્ષકભાઈઓને રુચશે અને પુસ્તકને અન્તે આપેલું ટિપ્પણ કેળવણીની દૃષ્ટિએ યોગ્ય લાગશે.

સા. અ. દ.

# અનુક્રમણિકા

## પદ્ય

## ગદ્ય



## ટિપ્પણ





૧૫૪૩૫

# સાહિત્યમંજરી

## દલપતરામ

### ભાદરવાનો ભીંડો

( કુંડળીઓ )

ભીંડો ભાદરવાતણો, વડને કહે સૂણુ વીર,
સમાઉં નહિ હું સર્વથા, તું જા સરવર તીર;
તું જા સરવર તીર, સૂણી વડ ઉચર્યો વાણી,
વીત્યે વર્ષાકાળ, જઈશ હું બીજે જાણી;
દાખે દલપતરામ, વીત્યો અવસર વર્ષાનો,
ગયો સુકાઈ સમૂળ, ભીંડો તે ભાદરવાનો.

---

### ખૂંધી ડોશી

( મનહર )

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર
કહે, શું શોધો છો કશી ચીજ અછતી રહી ?
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતિ રહી;
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા, માયામાં મતિ રહી;
ઝૂકી ઝૂકી ડોકી વાંકી રાખી દલપત્તરામ,
જોતી હું ફરૂં છું જે જુવાની ક્યાં જતી રહી ?

## ઊંટ

ઊંટ કહે આ સમામાં વાંકાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પશુઓ ને પક્ષીઓ અપાર છે !
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો તો વાંકો વિસ્તાર છે !
વારણુની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે !
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપત્તરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે !

## અંધેરી નગરી

( ભુજંગી )

પુરી એક અંધેરી ને ગંડુ રાજા,
ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં;
બધી ચીજ વેચાય ત્યાં ભાવ એકે,
કદી સારી બુરી ન વેચે વિવેકે.

તહાં જઈ ચડ્યા બે ગુરુ એક ચેલો,
ગયો ગામમાં માગવા શિષ્ય પેલો;
લીધી સુખડી હાટથી આપી આટો,
ગુરુ પાસ જઈને કહે, ખૂબ ખાટયો !

ગુરુજી કહે, રાત રહેવું ન આંહીં,
સહુ એક ભાવે મળે ચીજ જયાંહીં;
કદી ગામ એવા વિષે ના વસીજે,
ચલો સદ્ય ચેલા, જવું ગામ બીજે.

કહે શિષ્ય ખાવા પીવા ખૂબ આંહીં,
તજી તેહ હું તો ન આવીશ ક્યાંહી;
ગુરુએ બહુ બોધ દીધોજ ખાસો,
નહિ યોગ્ય આંહીં રહ્યે રાતવાસો.

ન માની કશી વાત તે શિષ્ય જ્યારે,
ગુરુજી તજીને ગયા ગામ ત્યારે;
રહ્યા શિષ્યજી તો ત્યહાં દિન ઝાઝા,
બહુ ખાઇ પીને થયા ખૂબ તાજા !

પછીથી થયા તેહના હાલ કેવા,
કહું છું હવે હું, સૂણો સર્વ તેવા.

(દોહરા)

તસ્કર ખાતર પાડવા ગયા વણિકને દ્વાર,
તહાં ભીંત તૂટી પડી, ચોર દબાયા ચાર.
માત પ્રભાતે ચોરની ગઈ નૃપને ફરિયાદ,
શૂળી ઠરાવી શેઠને, ડોસીની સૂણી દાદ !
એવું ઘર કેવું ચણ્યું, ખૂન થયાં તે ઠાર-
રાતે ખાતર ખોદતાં ચોર દબાયા ચાર !
વણિક કહે કડીઆ તણો એમાં વાંક અપાર,
ખરેખરી એમાં નથી મારી ખોડ લગાર !
કડીઆને શૂળી ઠરી, વણિક બચ્યો તે વાર,
ચૂક ગારો કરનારની કડીએ કરી ઉચ્ચાર !
ગારો કરનારો કહે, પાણી થયું વિશેષ,
એ તો ચૂક પખાલીની, મારી ચૂક ન લેશ !

પુરપતિ કહે પખાલીને, જો તું શૂળીએ જાય,
આજ પછી આ ગામમાં એવા ગુન્હા ન થાય!
મુલ્લાં નીસર્યા મારગે, મેં જોયું તે દિશ,
પાણી અધિક તેથી પડયું, રાજા છાંડો રીસ!

મુલ્લાંજીને મારવા, કરી એવો નિરધાર,
શૂળી પાસે લઈ ગયા મુલ્લાંને તે વાર!
ફળ જાડું શૂળી તણું, મુલ્લાં પાતળે અંગ,
એવી હકીકત ચાકરે જઇ કહી ભૂપ પ્રસંગ!

ભૂપ કહે શું હરઘડી પૂછો આવી કોઈ?
શોધી ચઢાવો શૂળીએ જાડા નરને જોઈ!
જોતાં જોતાં એ જડયો જોગી જાડે અંગ,
બહુ દિન ખાઈને બન્યો રાતે માતે રંગ!

શિષ્ય મુદત માગી ગયો, ગુરુ પાસે પસ્તાય!
ગુરુએ આવી ઉગારીઓ, અદ્‌ભુત કરી ઉપાય.
જોગી શૂળી પાસ જઇ કહે ભૂપ સૂણ કાન,
આ અવસર શૂળીએ ચડે, વેગે મળે વિમાન.

ચેલો બોલ્યો, હું ચડું! એ ગુરુ કહે, હું આપ!
અધિપતિ કહે,ચડીએ અમો,પૂરણ મળે પ્રતાપ!
ગુરુ ચેલાને ગામથી પહોંચાડયા ગાઉ પાંચ,
રાજા શૂળી પર રહ્યો, અંગે વેઠી આંચ.

## ખોટી હરિફાઈ

નારદ ને પર્વત ઋષિ, મતિવંતા બે મિત્ર;
કન્યા કાજ કુસંપથી, આપ થયા અપવિત્ર.

થયો સ્વયંવર સાંભળી, ઉર ધરીને અભિલાષ;
એક બીજાથી અણુછતા, પહોંચ્યા વિષ્ણુ પાસ.

જઇ નારદ જગદીશને, ભણે સૂણો જગભૂપ;
સમે સ્વયંવરને વધે, રૂડું મારૂં રૂપ.

પર્વત ઋષિનું ત્યાં પ્રગટ, મુખ મર્કટનું થાય;
વનિતા તેને નવ વરે, પર્વત પાછો જાય.

તથાસ્તુ બોલ્યા ત્યાં હરિ, નારદ ગયા નૃલોક;
પર્વત ઋષિ આવ્યા પછી, ફજેત થાવા ફોક.

કર જોડી હરિને કહે, દો મુજને વરદાન;
કાયાની કાંતિ વધે, સૂરજ કોટિ સમાન.

નારદનું તો ત્યાં નકી, મર્કટ સમ મુખ થાય;
તથાસ્તુ બોલ્યા તે સૂણી, રાજી થયા મુનિરાય.

મંડપમાં મુનિ બે ગયા, સંપ તજી ચહી સુખ;
સુંદર રૂપ શરીરનાં, મર્કટ જેવાં મુખ.

ભય પામી બહુ ભાળતાં, કન્યા તો તે કાળ;
પાછી નાઠી પદમણી, વદન દેખી વિકરાળ.

તે તો ત્રીજાને વરી, ઋષિ બે ગયા નિરાશ;
કુસંપ કીધે નવ સરી, એકે જણની આશ.

એમ જ જન આ દેશના, ગુણ પોતાના ગાય;
અવગુણ અન્યોઅન્ય કહી, બે મર્કટ મુખ થાય.

## ધૂળધાણી

### ( સવૈયા )

કમાઈ કમાઈને કમાણી ધૂળધાણી કરે,
એ તે સારો શ્રીમંત ક્યારે થશે સંસારમાં;
ભણી ભણી ભૂલી જાય ભણેલું સાંભરે નહિ,
કહે દલપત્ત થશે કુશળ કે વારમાં;
આંધળી દળે ને આટો ચાર શ્વાન ચાટી જાય,
એ તે આટો ક્યારે એને આવશે આહારમાં;
સાત ડગ સામા ભરી પાંચ ડગ પાછો ફરે,
કહો એ તે સંઘ ક્યારે પહોંચે કેદારમાં.

## સદાચરણ

કોઈ મુંડ મુંડાવે, ને કોઇ દાઢી કાઢી નાખે,
કોઈ રાખે ચોટલી ને કોઈ રાખે ચોટલો;
સરવ ધરમનો મરમ સદાચરણ છે,
દુરાચરણ તે પ્રૌઢ પાપતણો પોટલો;
આંબાનો અનેક ઘાટ ઉપરથી ઓપે, પણ
જ્ઞાની જન જાણે જે આંબાનું બીજ ગોટલો;
ધર્મગુરુ ધમકારા કરી દલપત કહે,
તાણે જુદા મત જેને જેમાં જડે રોટલો.

## સંપનો મહિમા

સાંભળ, નિર્ધનશાહ, તું અંતર ધરી ઉમંગ,
સંપ તજી સંપત્તિનો સ્વપ્ને ન કરીશ સંગ.

પૂર્ણ તારૂં તપ પેખીને તુઠયા ત્રિલોચન રાજ,
તેં માગ્યું ધન તુચ્છ, પણ મને મોકલ્યો આજ.
સૂણીને નિર્ધનશાહ મન નિશ્ચય થયો નિશંક,
સમજ્યો મહિમા સંપનો; ગણી રમાને રંક.

પછી સ્નેહથી સંપનો હાથ ઝાલ્યો,
લઈ સંપ સંગે ઉમંગેથી ચાલ્યો.
જઈ દૂરથી જોયું પાછું નિહાળી,
ધીમે ચાલતી આવતી લક્ષ્મી ભાળી.
પૂછયું સંપને, એહ કયાં ચાલી જાશે?
કહે સંપ, તે આવશે તુજ પાસે.
જઈ હું વસું જયાં ભલું સ્થાન જોઈ,
કરે વાસ લક્ષ્મી; જુએ સર્વ કોઈ.
પછી વેર તે મુજ સાથે વધારે,
તજાવી મને સ્થાન પોતે પધારે.
કહું તુજને આજથી તેજ માટે,
કદી સંપ મેલીશ મા લક્ષ્મી સાટે.
સદા બોલજે સ્નેહથી સારી વાણી,
વધે સંપ એથી ઉરે એમ આણી.
ક્ષમા રાખવી, સાંખવી ભૂલ છોટી,
દયાથી વળી રાખવી દૃષ્ટિ મોટી.

એ શિખામણ ઉર ધરી સૂણીને નિર્ધનશાહ,
સંપ સહિત ઘર સંચર્યો, અલખત મળી અપાર.
સંપે સ્ત્રીના શરીરમાં પૂરણ કર્યો પ્રવેશ,
અમૃત દૃષ્ટિ ઊપજી; વ્યાપ્યો સ્નેહ વિશેષ.

સુખ બહુ પામ્યાં સંપથી, વિસ્તરી કીર્તિ વિશાળ;
પ્રસન્ન પરમેશ્વર થયા, દુખહર દીન દયાળ.
સંપ સજો સજ્જન સહુ, સંપે સહુ સુખ થાય,
સંપ વિના ઉદ્યોગ સહુ, જરૂર નિષ્ફળ જાય.
શ્રેષ્ઠ કાજ પણ સહજમાં ઝાઝા મળી કરાય,
લાખ જણા એકેક દે, લાખ તણો ઢગ થાય.
વિચરે અતડો એકલો, તેને હરકત થાય,
મરે એકલી સોગઠી, જુગ નહિ માર્યું જાય.
સંપ કર્યે કિંમત વધે, ઘટે કર્યે મન રીસ,
થાય અંક મુખ ફેરવ્યે ત્રેસઠના છત્રીસ.
સંપલક્ષ્મીસંવાદ આ જે સૂણશે નરનાર,
સંપ પ્રસન્ન થયા થકી સુખ લ્હેશે સંસાર.
ઓગણીસેં ને આઠના ભાદરવે ભરપૂર,
પૂર્ણ કથા કહી પૂનમે અધિક હરખ ધરી ઉર.
વાસી શ્રીવઢવાણનો, પ્રભુને કરી પ્રણામ,
શ્રીમાળી બ્રાહ્મણ સદા દાખે દલપતરામ.

## પાપી પેટ

(છપ્પા)

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે,
પેટ ઉપડાવે ભાર, પેટ ગુણ સૌના ગાવે,
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરે છે,
પેટ કરે સંહાર, પેટ તો સત્ય હરે છે;
વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે,
સામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે.
કિયા ધડકણ ને ધીર, કિયા ગુણહીણ ને જ્ઞાતા,
કિયા કૃપણ ને કર્ણ, કિયા દંભી ને દાતા;
કિયા રંક ને રાય, કિયા અકરમી ઇંદર,
કિયા પાપી પુણ્યવંત, કિયા ચખહીણ ને ચંદર;
વળી અણપંડિત પંડિત કિયા, બેશી પારકે બારણે,
સામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે.

---

## અજિત દંડની વાર્તા

(દોહરા)

નાઠા ચોસઠ એકલા, કર્યો મન વિચાર;
વહાણું વાતે નીસર્યા, ત્યાંથી જોજન બાર.

(ચોપાઈ)

થાક્યા ઘણી લાગી છે ભૂખ, સહુ કષ્ટી વેઠે મહા દુઃખ;
નગર સીમાડે આંબો એક, રાજા બોલ્યો કરી વિવેક.

સહુ બેસો ઠરીને આ ઠામ, હું જઇને જોઈ આવું ગામ;
વળ્યો નગરભણી તે વાટ, નહિ માનવી ઉઘાડાં હાટ.
ભર્યાં માલ ખજાના દ્રવ્ય, મનુષ્ય વિના સૂનાં છે સર્વ;
હાટ ઉઘાડાં દોસીતણાં, ભર્યાં વસ્ત્ર અમૂલખ ઘણાં.
પારખ સુખડીઆ સોનાર, દુકાન હાટ છે અપરંપાર;
પોળ કરી પરાં ને કોટ, નહિ પશુ પંખી માનવી ઓટ.
અચરજ પામ્યો અદકું રાય, જોતો જોતો આઘો જાય;
રાય ધીર મનથી નવ ડરે, કાયર નિશ્ચે બીહીને મરે.
જોયું નગર ને લીધો પાર, એટલે આવ્યો રાજદરબાર;
પેઠો મોહોલા ઉપર અડયો, ઉંચી અટારી ઉપર ચડયો.
પાથરી છે શય્યા એક ત્યાંહ્ય, બેઠી બિલાડી એક તે માંહ્ય;
જોઇ રહ્યો છે તેને ભૂપ, નહિ બિલાડી કારણરૂપ.
સૂના મંદિરમાં બેસી રહ્યાં, નગર તણાં માણુસ ક્યાં ગયાં;
હું ઉજ્જનપતિ વિક્રમરાય, આવ્યો તારા બોલ જ માંહ્ય.
બિલ્લી બોલ શું છે રે દુઃખ, ઇશ્વર તારી ભાંગે ભૂખ;
બિલાડીએ સાનજ કરી, કાજળ દાબડી આગળ ધરી.
અંજન કીધું છે એટલે, નવજોબના થઈ તેટલે;
રાજા કહે તારૂં શું નામ, ઉજ્જડ થયું કયમ તારૂં ગામ.
ત્યારે સ્ત્રી ત્યાં બોલી વાત, ચંદ્રશેખર તે મારો તાત;
દૈત્યે માર્યાં માણુસ ઘણાં, નગર ઉજ્જડ કીધાં અમતણાં.
લોક સહુ તો દુઃખીઆ થયા, કોઇ ખાધા કોઈ નાસી ગયા;
મને એકલી ઝાલી બાંહ્ય, રાખી છે કારાગૃહ માંહ્ય.
અંજન કરી બિલાડી કરે, ચારા અર્થે વનમાં ફરે;
આવે છે રાતે આ ઠાર, બીજે અંજનથી કરે છે નાર.

મુજ પર રાખે છે બહુ મન, જેવી પેટની હોયે તંન;
હવડાં આવશે કરતાં વાત, જોતાં કરશે તુજની ઘાત.
તારો ડરાવ્યો તે નહિ ડરે, કોઈનો માર્યો તે નહિ મરે;
એવું બળ છે મહાપ્રચંડ, અજિત એની પાસે છે દંડ.
તે દંડ જ્યારે વાગે શીશ, એ પાપી મરશે તે દિશ;
તે દંડની નિત્ય પૂજા કરે, તે પાછળ પ્રદક્ષિણા ફરે.
હેઠો મૂકે એટલી વાર, તેનો છે તેને આધાર;
લીધી વાત એના મનતણી, વળતી બોલ્યો ઉજેણીધણી.
છાનો રાખ મને તું ઘેર, હુંજ કરૂં પાપીને પેર;
સ્ત્રીએ જોઇ તેની સૂજ, ઠામ એક દેખાડી ગૂંજ.

(દોહરા)

અંજન આંજ્યું એહને, કરી બિલાડી ત્યાંહ્ય;
રાજા જઈ છાનો રહ્યો, તેના મંદિર માંહ્ય.

એટલે પાપી આવિયો, સેજ હુતી જ્યાં ઠાર;
અંજન આંજ્યું તેહને, તત્ક્ષણ થઈ તે નાર,

સ્નાન કર્મ તેણે કર્યું, પછે કર્યું સ્મરણ;
દંડ હતો જે હાથમાં, તેને મેલ્યો ધરણ.

પ્રદક્ષિણા પોતે કરી, નમીને લાગ્યો પાય;
નીરખીને પછે નીસર્યો, મહાબળીઓ તે રાય.

ચેત ચેત રાજા કહે, ચઢાવીને બહુ રીસ;
દંડ હતો તે ઝાપટ્યો, તે પાપીને શીશ.

(ચોપાઈ)

તરફડી પડયો દૈત્ય ત્યાં તરત, પામ્યો એક પલકમાં મરત;
વાયુવેગે વાતજ થઇ, ખબર દશે દિશા ફરી ગઈ.
તરત લોક આવી ત્યાં વસ્યા, સુખ પામ્યા સહુ હેતે હસ્યા.
સ્રીને ઘેર આવ્યાં માબાપ, ટાળ્યા સહુ લોકોના તાપ.
ન રહ્યું દુઃખ કોને મન કશું, તરત આવીને ગામજ વસ્યું;
ત્રેસઠ જે પોતાના જંન, મનવાંછિત પામ્યા ભોજંન.
રાયે જાણ્યા વિક્રમરાય, તત્ક્ષણ જઈને પડીઆ પાય;
મુજને ઓશીંગણ કીજીએ, એ કન્યા રાયજી લીજીએ.

---

## પ્રેમાનંદ

# સુદામાચરિત્ર

### [ કડવું ૩-રાગ ગોડી ]

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશે રે;
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશે રે,
ધન નહિ જડે તો ગોમતીમાં જઈ, દર્શન ફળ નહિ જાય;
ભાવઠ—ટેક.

સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય;
મામ ન મૂકીએ રે.

ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવા તણું; મામે વણસે કામ;
ભાવઠ૦

જાદવ સઘળા દેખતાં કેમ, ઓડું જમણો હાથ;
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ;
મામ ન૦

જે પુરુષ છે ઉદ્યમી રે, જઈ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનો કુળધર્મ છે, તેમાં ભીખંતાં શી લાજ;
ભાવઠ૦

અંતર્યામી અજાણ નથી રે, સ્ત્રી તમને કહું વારંવાર;
દશ માસ ગર્ભવાસ પ્રાણીની, રક્ષા કરે મોરાર;
મામ ન૦

શો ઉદ્યમ કરીએ એવું જાણી, સંતોષ આણીએ મન;
સુખલીલામાં હરિ વીસરે, ભાવ થાય આપણો ભિન્ન;
મામ ન૦

જાચવા ન જઇએ ને પડી રહીએ તો, કયમ જીવે પરિવાર;
એક વાર જાઓ જાચવા, તમને નહિ કહું બીજી વાર;
ભાવઠ૦
રાજા થઈ વિભીષણ જાચ્યા, મહાવીર ધીર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરે તો, ટળે દારિદ્રય ને રીસ;
ભાવઠ૦
જોડવા પાણિ, દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ,
એ ચિહ્‌ન છે જાચક તણાં, જાચવાથી રૂડું મરણ;
મામ ન૦
જગતના મનની વાર્તા જાણે, અંતર્યામી રામ;
ઈહાં બેઠાં નવનિધ આપશે, ત્યાં ગયાનું શું કામ;
મામ ન૦
સુદામો કહે નારને, કયમ ચાલે મારા પાય;
મિત્ર આગળ મામ મૂકિયે, ધિક્ક પડો મારી કાય;
મામ ન૦
કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષ પુરાણ;
ભાવઠ૦
દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ;
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કયમ;
મામ ન૦
તમે જ્ઞાની વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણભંડાર;
હું જુગતે જાચું કયમ કરી, અબળાનો અવતાર;
ભાવઠ ભાંગશે રે.

વલણ

અવતાર સ્ત્રીનો અધમ કહીને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછી સુદામોજી ઉચરે.

[ કડવું ૪-રાગ રામગ્રી ]

પછી સુદામોજી બોલિયા, સુણ સુંદરી રે;
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરી રે.
જે નિર્મ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે;
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે.
દીધા વિના કયાંથી પામિયે, સુણ સુંદરી રે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરી રે;
જો ખડધાન જ વાવિયે, સુણ સુંદરી રે;
તો કયાંથી જમીએ શાળ, ઘેલી કોણે કરી રે.
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરી રે;
જો પ્રથમ ન બાંધી પાળ; ઘેલી કોણે કરી રે.
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરી રે;
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કોણે કરી રે.
અગ્નિ તૃપ્ત કીધા નહિ, સુણ સુંદરી રે;
નહિ શ્વાન વાયસ ગૌગ્રાસ, ઘેલી કોણે કરી રે.
બ્રહ્મભોજન કીધાં નહિ, સુણ સુંદરી રે;
નથી કીધા હોમ હવન, ઘેલી કોણે કરી રે.
અતિથિ નિર્મુખ વાળિયા, સુણ સુંદરી રે;
તો કયાંથી પામિયે અન્ન, ઘેલી કોણે કરી રે.
હરિપ્રસાદ લીધો નહિ, સુણ સુંદરી રે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરી રે.

આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરી રે;
છૂટયાં પશુ તણો અવતાર, ઘેલી કોણે કરી રે.
સંતોષ અમૃત ચાખિયે, સુણ સુંદરી રે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે.
ભક્તિએ નવનિધિ આપશે, સુણ સુંદરી રે;
ધરો ધીર તમે સ્ત્રીજન, ઘેલી કોણે કરી રે.
આંખ ભરી અબળા કહે, ઋષિરાયજી રે;
મારૂં જડ થયું છે મન, લાગું પાયજી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રે.
અન્ન વિના ચાલે નહિ, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે.
અન્ન વિના ભજન સૂઝે નહિ, ઋષિરાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે.
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજી રે;
સૂર્યે રાખ્યું અક્ષયપાત્ર, લાગું પાયજી રે.
ઇંદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજી રે;
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજી રે.
સુર સેવે કલ્પવૃક્ષને, ઋષિરાયજી રે;
મન વાંછિત પામે આહાર, લાગું પાયજી રે.
ધર્મ પ્રાણ અન્ન વિના નહિ, ઋષિરાયજી રે;
ઊભો અન્ને સકળ સંસાર, લાગું પાયજી રે.
ફેરાનું ફળ જાશે નહિ, ઋષિરાયજી રે;
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજી રે.

વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજી રે;
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજી રે.

વલણ

તત્ક્ષણ ત્રીકમ છેદશે, દરિદ્ર કેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે.

[ કડવું ૫–રાગ રામગ્રી ]

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રમદા લાગે પાયજી,
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

ઢાળ

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માત તણો શો વાંક.
પત્ની પ્રત્યે કહે સુદામો, તું સાંભળ મારી વાત;
કહો ભામિની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ.

કાકા કહીને કુંવર આવે, કૃષ્ણસુતસમુદાય;
ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંહ્ય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશણની પાસ;
બાઈ આજ કામ કરો મારૂં, જાણે વણમૂલે લીધી દાસ.

દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કંઇ આપો ઉછીનું માય.
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઈ તમારે દેવા.

ઉખળે ઘાલી ખાંડ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.

મારગમાં છોવાય નહિ, છે ત્રીકમના તાંદુળ;
લેઇ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકૂળ.

ઉપરા ઉપરી બંધન બાંધ્યાં, ચીથરાં દસ વીસ;
રત્નની પેરે જત્ન કીધું, જયમ ચડે છોડતાં રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જયમ જાય આપણી ભૂખ.

દીન વાણી સાંભળીને, મુનિએ મૂકયો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યા, વોળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભક્તના શણગાર.

ભાલ તિલક ને માળા કંઠે, રસનાએ ભણતો જાય;
મુખ કુખનું જાળું વાધ્યું, કદ્રૂપ દીસે કાય.
પવને જટામાંથી ભસ્મ ઊડે, ધૂમ્ર ગોટાગોટ;
ઉપાનરેણુ અભ્ર છાયે, જોજન કોટાન કોટ.

ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે માર્ગમાં સામું મળે તે, દેખી વિસ્મય થાય.
તૈલાભ્યંગ સ્વપ્ને ન ઇચ્છે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ટિકા, એક હાથે ગ્રહ્યું તુંબીપાત્ર.

કૌપીન જીરણ વસ્રનું, વનફૂળ છે પરિધાન;
પણ ભાગ્યભાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન.

વલણ

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે શ્રમે ઋષિ સુદામો, પહોંતા પુરી દ્વારામતી.

[ છઠ્ઠા કડવામાં કવિ દ્વારકાનું વર્ણન કરે છે, અને 'ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યારથી' એવો સુદામાના મનનો સ્વાભાવિક ઉદ્ગાર કાઢે છે. એ કાવ્ય તમે પાંચમી ચોપડીમાં વાંચી ગયા છો.

પછી શ્રીકૃષ્ણ આરામ લેવા સૂતા છે; રુક્મિણી, સત્યભામા, વગેરે રાણીઓ સેવા કરી રહી છે; ત્યાં સુદામા આવ્યાના સમાચાર આવે છે. ]

[ કડવું ૭-રાગ મારૂ ]

એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે.
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઈસ્વામી રે;
ન હોય નારદ અવશ્યમેવ રે, નહિ વસિષ્ઠ ને વામદેવ રે.
ન હોય દુર્વાસા ને અગસ્ત્ય રે, મેં તો ઋષિ જોયા છે સમસ્ત રે;
નહિ વિશ્વામિત્ર કે અત્રિ રે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રી રે.
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે;
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધારૂપી નારીને વરિયો રે.
શેરિયે શેરિયે થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે;
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, સારૂ વિપ્ર સુદામો છે નામ રે.
એમ દાસી કહે કર જોડી રે, ખરો ખરો કહે રણછોડ રે;
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુનિયાનો વિસામો રે.
ઊઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે;
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુક્મિણી ઊંચાં રહાય રે.
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે;
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે.

સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજાથાળ કરો સાવધાન રે;
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો આ બ્રાહ્મણનું પુણ્ય રે.
જે કોઈ નમશે એના ચરણ ઝાલી રે, તે નારી સહુ પેં મને વ્હાલી રે;
તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે.
સહુ કહે માંહોમાંહી બાઈ રે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઈ રે;
જેને શામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે.
લઈ પૂજાના ઉપહાર રે, રહી ઊભી સોળ હજાર રે;
બાઈ લોચનનું સુખ લીજે રે, આજ જેઠનું દર્શન કીજે રે.
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શામળિયોજી મળવા જાય રે;
છબીલોજીએ છૂટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે.
સુદામે દીઠા કૃષ્ણદેવ રે, છૂટયાં આંસુ શ્રાવણનેવ રે;
જુઓ કૌતુક ચારે વર્ણ રે, ક્યાં આ આ વિપ્ર ક્યાં અશરણશર્ણ રે.
જુએ દેવ વિમાને ચડિયા રે, પ્રભુ ઋષિજીને પાયે પડિયા રે;
હરિ ઊઠાડયા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે.
મળ્યા જાદવ જોવા પુંઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે;
મુખ અન્યોઅન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે.
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે;
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યાં રંક ધામ રે.
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે;
હસ્ત ઝાલી હરખે મુરારિ રે, જોઈ હાસ્ય કરે સૌ નારી રે.
ઘણું વાંકાબોલાં સત્યભામા રે, આવા પુટડા મિત્ર સુદામા રે;
હરિ તેને ઊઠીને શું ધાયા રે, ભલી ન્હાનપણાની માયા રે.
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંઘો એને રાખોડી રે;
જો કોઈ બાળક બહાર નીકળશે રે, તો તે કાકાને દેખી છળશે રે.

તવ બોલ્યાં રુક્મિણી રાણી રે, તમે બોલો છો શું જાણી રે.

વલણ

શું બોલો વિસ્મય થઈ, હરિભક્તને ઓળખો નહિ;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

[ કડવું ૮-રાગ સોરઠી ]

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશય્યા પર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણિ રે. ભક્તા૦
નેત્ર સમશ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આઘો ઘુંઘટ તાણી રે. ભક્તા૦
જેના નાભિકમળથી બ્રહ્મા પ્રગટયા, આ જગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધું રે. ભક્તા૦
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે. ભક્તા૦
પોતાને ઓઢવાની પીત પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઊભા રહી કર વીંજણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાય રે. ભક્તા૦
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘૃતપકવ પકવાન્ન;
શર્કરા સંયુક્ત ઋષિને, કરાવ્યાં પયપાન રે. ભક્તા૦
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાન રે. ભક્તા૦
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપે રે. ભક્તા૦
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલ તણી તે, જંઘા નીચે લેઈ ચાંપે રે. ભક્તા૦

### વલણ

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તાંદુલ તણી;
પ્રેમાનંદપ્રભુ પરમેશ્વરને, જાણ્યા તણી ગત છે ઘણી.

### [ કડવું ૯–રાગ મલાર ]

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા,
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદ૦
શે દુઃખે તમે દુબળા, એવી ચિંતા કેઈ;
મન મૂકીને કહો મને, મારા બાળસનેહી. ગોવિંદ૦
કોઈ સદ્‌ગુરુ તમને મળ્યો, તેણે કાન શું ફૂંક્યો;
વેરાગી ત્યાગી થયા, સંસાર શું મૂક્યો. ગોવિંદ૦
શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી;
છો તે કિયે દુઃખે દુબળા, મારા પૂર્વસનેહી. ગોવિંદ૦
કો' શત્રુ કોઈ માથે થયો, ઘણાં દુઃખનો દાતા;
કે કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા. ગોવિંદ૦
કાંઈ ધાતુપાત્ર કને નહિ, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી કાંઈ પહેરવા, મારા બાળસનેહી. ગોવિંદ૦
કે સુખ નથી કાંઈ સંસારનું. કાંઈ કર્મને દોષે;
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડું શોષે. ગોવિંદ૦
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી;
એ દુઃખમાં કયું દુઃખ છે, મારા પૂર્વસનેહી. ગોવિંદ૦
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારું અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદ૦
અમને તો દુઃખ વિજોગનું, નહિ પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે. ગોવિંદ૦

[ કડવું ૧૦–રાગ રામગ્રી ]

પછી શામળિયો બોલિયા, તને સાંભરે રે;
હાજી નહાનપણાની પેર, મને કેમ વીસરે રે.

આપણ બે મહિના પાસે રહ્યા, તને૦ હાજી સાંદીપનિ ઋષિને ઘેર. મને૦
અન્ન ભિક્ષા માગી લાવતા, તને૦ હાજી જમતા ત્રણે ભ્રાત. મને૦
આપણ સૂતા એક સાથરે, તને૦ સુખદુઃખની કરતા વાત. મને૦
પાછલી રાતના જાગતા, તને૦ હાજી કરતા વેદની ધુન્ય. મને૦
ગુરુ આપણા ગામે ગયા, તને૦ હાજી જાચવા કોઈક મુન્ય. મને૦
કામ દીધું ગોરાણીએ, તને૦ કહ્યું લઈ આવોને કાષ્ટ. મને૦
શરીર આપણાં ઊકળ્યાં, તને૦ હાજી માથે તપ્યો અરિષ્ટ. મને૦
સ્કંધે કહોવાડા ધર્યા, તને૦ ઘણું દૂર ગયા રણછોડ. મને૦
આપણે વાદ વધ્યા ત્રણે બાંધવા, તને૦ હાજી ફાડયું મોટું ખોડ. મને૦
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને૦ હાજી આવ્યા બારે મેહ. મને૦
શીતળ વાયુ વાયો ઘણો, તને૦ ટાઢે થરથર ધ્રૂજે દેહ. મને૦
નદીએ પૂર આવ્યું ઘણું, તને૦ ઘન વરસ્યો મુસળધાર. મને૦
એકે દિશા સૂઝી નહિ, તને૦ થયા વીજ તણા ચમકાર. મને૦
ગુરુજી ખોળવા નીસર્યા, તને૦ કહ્યું સ્ત્રીને કીધો તેં કેર. મને૦
આપણને હૃદયા શું ચાંપિયા, તને૦ પછી તેડીને લાવ્યા ઘેર. મને૦
ગોરાણી ગૌ દ્હોતાં હતાં, તને૦ હતી દ્હોણી માગ્યાની ટેવ. મને૦
મેં નિશાળેથી કર વધારિયા, તને૦ હાજી દીધી દ્હોણી તતખેવ. મને૦
જ્ઞાન થયું ગુરુપત્નીને, તને૦ તમને જાણ્યા જગદાધાર. મને૦
ગુરુદક્ષિણામાં માગિયું, તને૦ હાજી મૃત્યુ પામ્યો જે કુમાર. મને૦
મેં સાગરમાં ઝંપાવિયું, તને૦ તમે શોધ્યાં સપ્ત પાતાળ. મને૦
હું પંચાનન શંખ લાવિયો, તને૦ હાજી દૈત્યનો આણ્યો કાળ. મને૦

સંયમની પુરી હું ગયો, તને૦ પછી આવી મળ્યો જમરાય. મને૦
પુત્ર ગોરાણીને આપિયો, તને૦ હાજી પછે થયા વિદાય. મને૦
આપણુ તે દિનથી જૂદાપડયા, તને૦ હાજીફરિને મળિયા આજ. મને૦
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને૦ મને મોટો કર્યો મહારાજ. મને૦

વલણ

મહારાજ લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરિ;
પછી દરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શ્યામે કરી.

[ કડવું ૧૧–રાગ વસંત ]

સકલ સુંદરી દેખતાં, ગોઠ ગોવિંદે કીધી;
દારિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દ્રષ્ટમાં લીધી.
અઢળક ઢળીઓરે શામળીઓ, મુષ્ટિ તાંદુલ માટે;
ઈંદ્રનો વૈભવ આપશે તે, સહેજ સુખડી સાટે.
અઢળક ઢળીઓ રે.

મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્ર મળવાને આવ્યા,
કાંઈ ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા.
અઢળક ઢળીઓ રે.

ચરણ તળે શું ચાંપી રહ્યા છો, મોટું મન કરી કાઢો;
અમ જોગ એ વસ્ત ન હોય તો, દૂર થકી દેખાડો.
અઢળક ઢળીઓ રે.

એ દેવતાને દુર્લભ દીસે જે, જાચે જાદવરાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવટ જાય.
અઢળક ઢળીઓ રે.

ભગવાનની ભારજા ભરમમાં ભૂલી, જુએ મળી સમસ્ત;
અનુપમ વસ્ત શી છે રૂખી પાસે, જે હરિ ઓડે છે હસ્ત.
અઢળક ઢળીઓ રે.

આમ હરિ જ્યારે હાથ લગાડે, રૂખી ખસેડે આમ;
ભક્ત હેત પોતે દેખાડે, સૌને સુંદર શ્યામ.
અઢળક ઢળીઓ રે.

અવલોકવા ઉભી સહુ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સહુ નારી, અમને આપજો તલ માત્ર.
અઢળક ઢળીઓ રે.

સુદામાજી સાંસે પડીઆ, જે લજ્જા મારી જાશે;
ભરમ ભાગશે તાંદુલ દેખી, તો કૌતક સરખું થાશે.
અઢળક ઢળીઓ રે.

સ્ત્રીને કહ્યે હું થયો લોભી, તુચ્છ ભેટ મેં આણી;
લજ્જા લાખ ટકાની ખોઈ, ઘર ઘાલ્યું ધણિઆણી.
અઢળક ઢળીઓ રે.

સુદામાના મનની શોચના, શામળીએ સદ્ય જાણી;
હસતાં ખસતાં પાસે આવ્યા, તાંદુલ લીધા તાણી.
અઢળક ઢળીઓ રે.

હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ ધરવા જુગદીશ;
છોડે છબીલોજી પાર ન આવે, છે ચીંથરાં દશવીશ.
અઢળક ઢળીઓ રે.

પટરાણીઓ જોઈ અચરજ પામી, છે રૂખી પાસે મોટું રત્ન;
અમરફળ કે સંજીવનમણિ, એવડું કીધું છે જત્ન.
અઢળક ઢળીઓ રે.

કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઇ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલના કણ હૃદયશું ચાંપ્યા, બોલ્યા વૈકુંઠનાથ.
અઢળક ઢળીઓ રે.

સુદામા મેં પૃથ્વીતલ માંહે, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ એવો છે, નથી આરોગ્યો એક વાર.
અઢળક ઢળીઓ રે.
મોટા મિત્ર સેવક મેં જોયા, ધ્રુવ અંબરીષ પ્રહ્‌લાદ;
પણ તાંદુલનો એકે મિત્રે, નથી દેખાડ્યો સ્વાદ.
અઢળક ઢળીઓ રે.
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જનમ લગે સુદામે, નથી કર્યું એકે દાન.
અઢળક ઢળીઓ રે.
જાચકરૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુઠડી ભરીને તાંદુલ લીધા, દારિદ્ર નાખ્યું કાપી.
અઢળક ઢળીઓ રે.
કર મરડીને લીધી ગાંઠડી, સાથેથાં દુઃખ મોડયાં;
જ્યમ ચીંથરાં નાથે છોડયાં ત્યમ, ભવનાં બંધન છોડયાં.
અઢળક ઢળીઓ રે.
તાંદુલના કણ મુખમાં મૂક્યા, ઊડી છાપરી આકાશઃ
તેણે થાનકે સુદામાને થયા, સપ્ત ભોમ આવાસ.
અઢળક ઢળીઓ રે.
રૂખીપત્ની થઈ રૂખમણી સરખી, થયા સામ્બ સરખા પુત્ર;
વૈભવને શું કવિ વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર.
અઢળક ઢળીઓ રે.
બીજી મૂઠી જ્યારે મુખમાં મૂકે, ગ્રહ્યો રૂખમણીએ પાણ;
એમાં શું ઓછું છે સ્વામી, કે અમને આપો ચતુર સુજાણ.
અઢળક ઢળીઓ રે.

અષ્ટ મહાસિદ્ધ ને નવનિધ સર્વે, મોકલી વણમાગી;
તે સુદામાજી નથી જાણતા, જે ભવની ભાવટ ભાગી.
અઢળક ઢળીઓ રે.
હાથી ડોલે ને દુંદુભી બોલે, ગુણીજન ગાયે સાખી.
જડિત્ર હિંડોળે સાંકળ હેમની, હીંચે છે હરિણાક્ષી.
અઢળક ઢળીઓ રે.
હીરા રતન કનક કોટીસય, હાર્યો ધને કુબેર;
કોટિધજા લાખેણા દીપક, વાજે છપ્પન ઉપર ભેર.
અઢળક ઢળીઓ રે.

વલણ

વાજે ભેર અખૂટ ભંડારની, તુઠયા શ્રીગોપાળ રે,
એમ રાત વાતમાં વહી ગઈ, થયો પ્રાતઃકાળ રે.

[ કડવું ૧૨-રાગ મેવાડો ]

શુકજી કહે સાંભળ રાજન, એક મુઠડીએ આપ્યું ઇંદ્રાસન;
વળી વિચારે કમળાપતિ, મેં સુદામા સરખું કાંઈ આપ્યું નથી.
એકેકો કણ જે તાંદુલતણો, ઇંદ્રાસનપેં મોંઘો ઘણો;
દુર્બળ દાસના ભાવની ભેટ, પ્રેમવિધિએ ભરાયું પેટ.
હું એ સરખો થઈ વનમાં તાપું, વૈકુંઠની રિધ એને આપું;
સોળ સહસ્ત્ર સાથે રૂખમણી, સેવા કરે સુદામાતણી.
દ્વારકાં આપવાની મનસા કરી, બીજી મૂઠડી શ્રીકૃષ્ણે ભરી;
રૂખમણીએ જઈ સાહ્યો હાથ, અમો અન્યાય શો કીધો નાથ.
સામું જોઈ હસ્યાં દંપતી, સોળ સહસ્ત્રમાં કો પ્રીછતી નથી;
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વહેંચી આપ્યા હરિ.
તેમાં મૂકયો સ્વાદ અપાર, સ્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;

હાસ વિનોદે વહી ગઇ શર્વરી, પ્રભાતે સુદામે જાચ્યા હરિ.
હવે વિદાય આપો જગજીવન, હરિ કહે પધારીએ સ્વામિન્;
વળી કૃપા કરજો કોઇએક સમે, ઠાલે હાથે નરહરિ નમે.
પોળ લગી વળાવા જાયે, કોડી એક ન મૂકી કર માંહે;
સતભામા કહે જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ.
બ્રાહ્મણ મિત્ર જે પોતાતણો, દીસે દરિદ્રે પીડયો ઘણો;
તેહને વળાવ્યો નિર્મુખ કરી, રૂખમણી કહે શું જાણો સુંદરી.
બેલડીએ વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
વૈભવ આગળ વળીઓ છેક, મુજને ન આપી કોડી એક.
હશે સ્ત્રીની ચોરી મનમાં ધરી, કાંઇક ગુપ્ત વાટમાં આપશે હરિ;
પાય લાગી નારી સહુ ગઈ, તોયે પણ કંઈ આપ્યું નહિ.
કોસ એક વળાવા કેશવ ગયા, પછે સુદામોજી ઉભા રહ્યા;
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટી વળીઆ શામળો.
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કંઈ મૂકયું નહિ;
તવ રૂખીએ મૂકયો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈ નિરાશ.
રૂખી અનંત પામ્યો પશ્ચાતાપ, જાય નિંદતો પોતાનું આપ;
હું માગવા આવ્યો મિત્રજ કને, તે સમે મૃત શે નાવ્યું મુને.
સ્ત્રીજિત નર તો શબ સમાન, રંડાએ ઉપજાવ્યું અપમાન;
એકાંતરા જો પામીએ અન્ન, તો કંદમૂળ કરીએ પ્રાશન.
ભૂખે મરે બાળક નાનડાં, તો ખવરાવીએ સુકાં પાંદડાં;
વા પવન પ્રાશીને ભરીએ પેટ, કે કરીએ નીચ પુરુષની વેઠ.
અથવા કાષ્ઠ તરણનો વિક્રે કરી, કે પર ઘેરે પાણી ભરી;
હલાહલ વિખ પીને પોઢીએ, પણ મિત્ર આગળ હાથ ન ઓડીએ.
અજાચકવ્રત મેં મેલ્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ;

દામોદરે ઘણી કીધી દયા, મુળગા મારા તાંદુલ ગયા.
કૃપણને ઘેર ધન હોયે ઘણું, માટે નગર છે સોના તણું;
બાંધી મૂઠીનો મિત્રાચાર, મોટો નિરદે નંદકુમાર.
એહેને આપતાં શું ઓછું થાત, હું બ્રાહ્મણની ભાવટ જાત,
હુંને સામા આવીને ભેટયા હરિ, પાગ પખાળીને પૂજા કરી.
આસન પૂજન ભોજન મળ્યું, હું રાંકને કોણ કરે એટલું;
એ કપટ ધૂરતની સેવા, લટપટ કીધી તાંદુલ લેવા.
જેનું લે તેનો નવ રાખે ભાર, હરિને નિંદુ મુજ ધિક અવતાર;
ગોપીનાં મહી લીધાં હરી, તો કમળાનું સુખ આપ્યું ફરી.
રૂખીપત્નીનાં ખાધાં અન્ન, તો સિદ્ધ મુક્તિ પામ્યાં સ્ત્રીજન;
જો ચંદન કુબજાનું લીધ, તો સ્વરૂપ કમળાનું કીધ.
જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો ભવ સંસાર;
હરિ સહુને કરે ઉપકાર, પણ મારૂં કર્મ કઠોર અપાર.
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યું તો સારૂં થયું;
ધને કરી મદ મુજને થાત, ભકિત પ્રભુની ભૂલી જાત.
કૃષ્ણે મુજને કરુણા કરી, દારિદ્ર દુઃખ નવ લીધું હરી;
સુખ પામ્યે વાધે ક્રોધ ને કામ, દુઃખે સાંભરશે શ્રીરામ.

વલણ

રામ સાંભરે દુઃખ વૈરાગથી, રૂખી જ્ઞાનઘોડે ચડયા;
વિચારતાં નિજ ગામ આવ્યું, ધામ દેખી ભૂલા પડયા.

[ કડવું ૧૩-રાગ રામગ્રી ]

શુકજી ભાખે હરિગુણ ગ્રામજી, દીઠું સુંદર કંચન ધામજી;
મેડી અટારી અદ્‌ભુત કામજી, રૂખી વિચારે શું ભૂલ્યો ઠામજી.

(ઢાળ)

ઠામ ભૂલ્યો પણ ગામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભુવનમાં વસતા હશે, જેણે સેવ્યા ચરણ ભગવંતના.
એમ વિચારીને વિપ્ર વળીઓ, નગર અવિલોકન કરી;
એંધાણી સરવ જોતો જોતો, મંદિર તે આવ્યો ફરી ફરી.
સુદામોજી પડયા સાંસે, વિચાર કીધો વેગળા જઈ;
આ ભુવન ભારે કોણે કીધાં, પર્ણકુટી મારી કાંહાં ગઈ.
એ વિશ્વકર્માએ રચી રચના, માનવી પામર શું કરે;
કુટુંબ મારૂં કાંહાં ગયું, રૂખી વામ-દકખણ ફેરા ફરે.
કીરત બોલે હાથી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનકકળશે નીર લાવે, ઉભા અનંત સેવક આંગણે.
દુંદુભી ગાજે ઢોલ વાજે, નાટારંભ બહુ થાય;
મરદંગ ધમકે, ઘુઘરી ઘમકે, ગીત ગુણીજન ગાય.
જોઈ સુદામે નિશ્વાસ મૂક્યો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં કાંહાં ગયાં.
હોમશાળા રૂદ્રાખમાળા, પવિત્ર કુશની સાદડી;
ગઇ પીસણી સન્માર્જની, વિપત્ય કેમ સામટી પડી.
દૈવની ગત ગહન દીસે, હું પડ્યો કર્માધીન;
મારે કુટુંબ વિજોગની વિટંબણા, હું દૈવે દંડયો દીન.
તૂટી સરખી ઝુંપડી ને, લૂંટી સરખી સુંદરી;
સડયાં સરખાં છોકરાં, તે નવ મળ્યાં મુજને ફરી.
સંકલ્પ વિકલ્પ કોટી કરતા, આવાગમન હિંડોળે ચડયા;
બારીએ બેસી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દ્રષ્ટે પડયા.
સાહેલી એક સહસ્ત્ર લઈને, સતી જતી પતિને તેડવા;

જળઝારી ભરીને નારી આવી, જેમ હાથણી કળશ ઢોળવા.
હુંસાગમની હરખ પૂરણ, અભિલાખ થયા મન ઇચ્છીઆ;
ઝાંઝર ઝમકે ઠમકે ઘુઘરી, વાગે તે અણુવટ વીંછીઆ.
સુદામે જાણી આવી રાણી, ઈંદ્રાણી કે રૂખમણી;
હશે સાવિત્રી કે સરસ્વતી, શું શક્તિ દીસે શિવતણી.
સાહેલી સહુ વીંટી વળી, પદમણી લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ રૂખી નાઠા જાય.
સવળું ન સૂઝે વિપ્ર ધ્રૂજે, છૂટી જટા ઉઘાડે શીશ;
હાથ ગ્રેહેવા જાય નારી, તવ રૂખીજી પાડે ચીસ.
હું સહેજ જોઉં છું ધામ તમારાં, નથી કપટ વિચાર;
હું વૃદ્ધને તું જોબના, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મુને પરમેશ્વરની આણ;
જાવા ઘો મને શોભા સાથે, તુંને હજો કલ્યાણ.
આ નગ્ર નરપત કો નથી, શકે દીસે સ્ત્રીનું રાજ્ય;
પાપણીઓ તમને પરમેશ્વર પૂછશે, હુંને કાં આણો છો વાજ્ય.
રૂખીપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્ર ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ-ચરણ-પ્રતાપ.
એવું કરી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરિક્ષિત ભુપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

વલણ

રૂપે બીજા કૃષ્ણ જાણે, ગઈ જરા, જોબન આવિયું;
બેલડીએ વળગ્યાં દંપતી, રતિ-કામ જોડું લજાવિયું.



નર્મદાશંકર

## ગુજરાતના શૂરવીરો

[ રોળાવૃત્ત ]

પંચાસરનો રાજ, ચાવડાઓનું ભૂષણ;
જયશેખર કહાં આજ, વળી તેનો સાળો પણ ?
સૂરપાળ રણસિંહ, ભુવડથી લલચાયો નહિ,
કુલીનજાયો તેહ, મરે પણ દેય દગો નહિ.
મૂકે મિત્રને જેહ, અડીવેળાએ જે નર;
લુંડીજાયો તેહ, જગતમાં તે જ ખરો ખર.
"ધસ્યા પછી જે ખસે, ધિક્ક જીવવું છે તેનું;
છેલ્લો છઉં હું રાજ, પરાક્રમ કરી મરૂં હું;"
એમ કહીને રાય, જુદ્ધમાં ઘૂમ્યો ધસીને;
ગાંડા ગજની પેર, આખરે પડયો લડીને.
જયશેખરનું સેન, કુલીન રજપુતો કેરૂં;
મુઉં રાજને કાજ, નથી એ કરવું સ્હેલું.
સ્ત્રીઓ મ્હેલની તેહ, લડી લઈ ભુંગળ ને ગજ;
મારી હઠાવી સેન, બચાવ્યું રાજાનું શબ.
ધન્ય પ્રેમ ને શૌર્ય, અરે તે કહાં છે આજે?
ધિક્ક ધિક્ક નરનાર, જતાં રણમાં જે લાજે.
સોલંકી મુળરાજ, વીર નાયક નહિ તોએ,
રણે બતાવ્યું શૂર, કર્યાં કામો તે સ્હોયે.

અનહલવાડનું રાજ, વધાર્યું ઝાઝું તેણે;
કહાં છે રજપૂત આજ, શૂર દર્શાવ્યું જેણે ?

ભીમદેવ હંમેશ, પ્રતાપી મ્હોટો જોદ્ધો,
ઘણાંક બીજાં રાજ, રાખતાં જેનો મોભો.

સિદ્ધરાજ શૂરવીર, થયો નામાંક્તિ રાજા;
પ્રજાહિતનાં કામ, કર્યાં છે જેણે ઝાઝાં.

રાજા રા'ખેંગાર, જુનાગઢવાળો જેણે;
કર્યાં પરાક્રમ બહુ, મારિયો સીધો તેને.

સિદ્ધરાજ જયસિંગ, નથી દેખાતો આજે;
જોદ્ધો તે જગદેવ, આજ કાંહાં બિરાજે ?

શૂરો ભોળોભીમ, ભીમના જેવો જોદ્ધો;
શૂરાઓમાં જેહ, ધરે ઊંચો બહુ ઓદ્ધો.

દિલ્હિપતિ પ્રથિરાજ, તેહ પણ જેથી ડરતો;
ભીમ તેહવો આજ, કોણ છે રણમાં લડતો ?

કહાં કહાં તે શૂર, ઉર ઊંચું રણતૂરથી;
ગયું જનનું નૂર, જુદ્ધ જોયે નહિ દૂરથી;
ક્ષત્રીકેરું બીજ, કોહી ગયલું છે સાચે;
અફીણી કાયર રાજ, જનાનાથી બહુ રાચે.



## બાદલવીર

[ પુનરાવળી ]

૧

અલાઉદ્દિન ખિલજી જવ આવ્યો,
ચિતોડને જીતવા દળ લાવ્યો,
વીર્યપ્રતાપ અખંડ બતાવ્યો,
એવો કોણ હતો નરવીર?
કોની આજ કથા તે કરીએ,
કોનાં ગાન થકી ઉર ભરીએ,
કોની પ્રતિમા નજરે ધરીએ,
કોણ હતો એવો રણધીર ?
બાર વસંત ન દીઠી પૂરી,
બાદલવીર ! બાદલવીર !
કોમળ જેની કાંતિ મધુરી,
બાદલવીર ! બાદલવીર !
બાર વસંત ન દીઠી પૂરી,
કોમળ જેની કાંતિ મધુરી,
અદ્‌ભુત તે શી પ્રતિમા શૂરી,
રણ શોભાવે બાદલવીર !

૨

ચિતોડના બાળકનૃપ પક્ષે,
ભીમસિંહ બંધુસુત રક્ષે;

તેની લલિતા રંભા લક્ષે,
યવનેશ્વર મોહી થઈ પૂર;—
**અ**લાઉદ્દિન ઘેરો લઈ આવ્યો,
નહિ નિજ આશ વિષે કંઈ ફાવ્યો;
છળકપટે **ભી**મસિંહ બંધાવ્યો,
રમણી દે તો છૂટે શૂર.
શું રજપૂતાણી યશ ખોશે ?
**બાદલવીર ! બાદલવીર !**
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે ?
**બાદલવીર ! બાદલવીર !**
શું રજપૂતાણી યશ ખોશે ?
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે ?
ના, ના, શૂર પડયા ના રોશે !
હાક પડાવે **બાદલવીર !**

૩

**અ**લાઉદ્દિન ગર્વે નિજ ડૂલે,
એવે કંઈ સુણતાં ઉર ફૂલે,
**ચિ**તોડની **પદ્મિની** ત્યાં ઝૂલે,
દ્વારે નિજ દાસીઓ સાથ.
ડોળીઓ શત સપ્ત પધારી,
યવન મુકામ સમીપ ઉતારી;
રમણી સાટે રણવીર ભારી,
નીકળ્યા અસિ ફેરવતા હાથ !
ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
**બાદલવીર ! બાદલવીર !**

થઈ રજપૂત સરદાર ઝઝૂમે,
**બાદલવીર ! બાદલવીર !**
ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
થઈ રજપૂત સરદાર ઝઝૂમે;
રિપુદળ ધૂળ પળેપળ ચૂમે;
રણ ધૂજાવે **બાદલવીર !**

૪

હથિયારે વીજળીઓ ચમકે,
રણ ગગડાટે ધરણી ધમકે,
વીર બાળક અશ્વે ત્યાં ઠમકે,
ન ગણે ઘા નિજ સૌમ્ય શરીર !
ગોરો ભૂમિ પડ્યે ના ખાંચ્યો,
**ભી**મસિંહ મુક્ત કરીને રાચ્યો,
બળવંતા અરિને શિર નાચ્યો:
વિજયી આવ્યો **બાદલવીર !**
માતાએ ચુંબ્યો લઈ ખોળે,
**બાદલવીર ! બાદલવીર !**
દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે!
**બાદલવીર ! બાદલવીર !**
માતાએ ચુંબ્યો લઈ ખોળે,
દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે !
ભારત ગર્વે હૃદય હિંચોળે:
ફરી ક્યાં લાવે **બાદલવીર ?**

કલાપી

## ફૂલ વીણ સખે

ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે!
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે!
અધુના કળી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દીસશે!
સુમહોજ્જ્વલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભઘુમ્મટમાં.

ન વિલંબ ઘટે:
કંઈ કાલ જતે,

રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતાં શિર સૌ કુસુમો કરશે,
પછી ગંધ પરાગ નહિ મળશે!
ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે!
હજુ તો ફૂટતુંજ પ્રભાત, સખે! ૧

નક્કી ઉત્તમ અગ્રિમ કાલ, સખે!
ભર યૌવન આ હજુ રક્ત, સખે!
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે!
ભરતી પછી ઓટ જ તોય, સખે!

ફૂલ વીણ સખે!
તક જાય સખે!

ઢળતી થઈ તો ઢળતી જ થશે,
રજની મહીં ચંદ્ર ઊગે ન ઊગે;

હજુ દિવસ છે,
ફૂલડાં લઈ લે;
ફરી લે, રમી લે, હસી લે તું, સખે!
મૃગલાં રમતાં,
તરુઓ લડતાં,
વિહગો ઊડતાં,
કળીએ કળીએ ભ્રમરો ભમતા,
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું ફૂદતું,
ઊગતો રવિ જોઈ ન શું હસતું ?
પછી કેમ વિમાસી રહ્યો તું સખે !
ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે !
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે ! ૨

## ગ્રામ્ય માતા

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરૂં છે નભ સ્વચ્છ સ્વચ્છ, દિસતી એકે નથી વાદળી,
થંડો હિમભર્યો વહે અનિલ શો, ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહભરી દિશે શુક ઉડી ગાતાં મીઠાં ગીતડાં!

[ માલિની ]

મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષીવલોનાં બાલ ન્હાનાં કરે છે;
કમળવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે!

વૃદ્ધ માતા અને તાત તાપે છે સગડી કરી,
અહો! કેવું સુખી જોડું કર્ત્તાએ નિરમ્યું દીસે!

ત્યાં ધૂળ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે;
ટોળે વળી મુખ વિકાસી ઉભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં!

[ મન્દાક્રાન્તા ]

ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુએ છે,
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે.

ત્યાં તો આવી પહોંચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઉઠી ત્યારે "આવો બાપુ" કહી ઉભો.
"લાગી છે મુજને તૃષા, જલ જરી દે તું મને" બોલીને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુએ;
"મીઠો છે રસ ભાઈ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યાં છે ઉભી શેલડી!

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.

"બીજું પ્યાલું ભરી દેને, હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.

કાપી કાપી ફરી ફરી અરે ! કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસ તણું કેમ હાવાં પડે ના !
"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે ?" આંખમાં આંસુ લાવી
બોલી માતા, વળી ફરી છુરી ભોંકતી શેલડીમાં.

"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;
નહીં તો ના બને આવું," બોલી માતા ફરી રડી.

એવું યુવાન સુણતાં ચમકી ગયો, ને
માતા તણે પગ પડી ઉઠીને કહે છે-
"એ હું જ છું નૃપ, મને કર માફ બાઈ !
એ હું જ છું નૃપ, મને કર માફ ઈશ !

પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારે જ ધાર્યું હતું-
આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;
છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારૂં હવે,
શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિ ?

(ઉપેન્દ્રવજ્રા)

રસે હવે દે ભરી પાત્ર બાઈ !
પ્રભુ કૃપાએ નકી એ ભરાશે;
સુખી રહે બાઈ ! સુખી રહો સૌ,
તમારી તો આશિષ માત્ર માગું !"

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ન્હોળો વહે રસ અહો ! છલકાવી પ્યાલું !

બોટાદકર

## વસંતે પંચમાલાપે

[ કવ્વાલી ]

વસંતે પંચમાલાપે રસીલી કોકિલા કૂજે,
કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધરે તોએ.
સહજ સૌરભ સમર્પીને કુસુમ કર્તવ્યતા સેવે,
ભ્રમર મકરંદના ભોગી મળે કે ના! મળે તોએ.
સુગન્ધી પુષ્પ પ્રકટાવી મનોહર માલતી રાચે,
સમયને સાચવી માળી ચુંટે કે ના ચુંટે તોએ.
સુધાસ્પર્ધી ફળો દૈવી ફળે માકંદ મોંઘેરાં,
પ્રવાસી કે વિપિનવાસી ગ્રહે કે ના ગ્રહે તોએ.
કરી પીયૂષની વૃષ્ટિ સુધાંશુ વિશ્વને પોષે,
જગત નિદ્રા તજી એને જુએ કે ના જુએ તોએ.
સદા સ્રોતસ્વતી સ્વાદુ વહે ઉરથી વિમળ વારિ,
પિપાસુ પાન્થ એ પાણી પીએ કે ના પીએ તોએ.
અમૂલા પ્રાણુ અર્પીને જલદ સૌ પ્રાણીને પાળે,
કદર એ કાર્યની કોઈ કરે કે ના કરે તોએ.
સહીને આકરા અંશુ કરે શીળી તરુ છાયા,
શ્રમિત પન્થી તળે આવી વસે કે ના વસે તોએ.
પ્રણયના મીઠડા મંત્રો અને ગીતો અમે ગાશું,
ભલે સંસારના શિષ્યો સુણે કે ના સુણે તોએ.
હૃદયનાં આંસુડાં રેડી ભીંજવશું વિશ્વને ભાવે,
કઠિન હૈયાં મૃદુલ એથી બને કે ના બને તોએ.

પ્રબળ પડદા બધા ચીરી હૃદય ખુલ્લાં કરી દેશું,
સુભાગી સત્ય જોનારા જડે કે ના જડે તોએ.
પુનિત કર્તવ્યને પંથે વિચરશું ધર્મ ધારીને,
અમારા બંધુ એ ચીલે ચડે કે ના ચડે તોએ.

---

## ગ્રામ્ય જીવન

### ( લાવણી )

( ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ–એ રાહ )

રમ્ય એ જીવન ગ્રામ્ય રસાળ, સત્ત્વસોહંતું વિમળ વિશાળ;
સ્વર્ગતણી સેવે જ્યાં શુચિતા, બહુવિધ માનવબાળ.
સત્ત્વસોહંતું વિમળ વિશાળ. રમ્ય એ૦ ટેક.

ગૃહો નાજુકની વાંકી હાર,
સ્વચ્છ શેરી ને નાનાં દ્વાર;
બાલરવિના કરતાં સત્કાર,
સ્વચ્છ આંગણુનો વધુ વિસ્તાર.

અણુબોટયો જ્યાં અનિલ અહર્નિશ, વન સુરભિભર વાય;
સમય સમય સંમાર્જન કરતો, મન મૂકી મલકાય.

અર્પતો અમરતણું આરોગ્ય,
શૈત્યનો સેવી શુચિ સંયોગ. રમ્ય૦

ઘરોઘર ગાયતણાં લઘુ ગોષ્ઠ,
વત્સનો મંદ મધુરો શોર;

રસેલાં ગોમયથી ઘર ચોક,
દીપે તુલસીતરુ કેરા થોક.

અર્ભક સમ હસતાં આંગણમાં ફૂલભર્યાં લઘુ ઝાડ,
વિધ વિધ વેલ થકી છવરાતી વૃક્ષલતાની વાડ.

શીત છાયામાં બાળકવૃંદ,
ક્રીડતાં દેતાં અતિ આનંદ. રમ્ય૦

સ્વચ્છ પાધર ને સરિતા તીર,
નિર્મળાં ખળખળ વહેતાં નીર;
ડોકતાં કુતુકભર્યાં તૃણબાળ,
ધ્યાનમાં મસ્ત બગોની હાર.

નિર્ભય થઈ જલપાન કરે જ્યાં, હરિણતણો સમુદાય,
ટહુકે મોર કળા ધરી કૂદે, પિક પંચમ સુર ગાય.

ગોંદરે ગોક્રીડન સોહાય,
વાંસળી ગોપ-મનોહર વાય. રમ્ય૦

ઉષાનો ચોક ચડે ચળકાટ,
સૂચવે કુક્કુટ નવલ પ્રભાત;
દધિમંથનના ઘરઘર ઘોષ,
અજબ યુવતીને હૈયે હોંશ.

મંથનનો કર દંડ ગ્રહીને શિશુ માગે નવનીત,
હસતી જનની દૂર હઠાવે, પ્રકટે અંતર પ્રીત.

વૃદ્ધ માબાપ હસંતીતીર,
શેકતાં બાળક શીત શરીર. રમ્ય૦

સાંજરે ગોધન આવે ઘેર,
ચડે ગોરજ ઊડી ચોમેર;
ધૂલિધૂસર ઓપે આકાશ,
ઊઠે વ્રજગોકુળનો આભાસ.

પુણ્ય પુરાતન આર્યજીવનનો અણબાંધ્યો ઇતિહાસ,
ચારુ ચાંદનીમાં ઉચરંતી રમણી ખેલે રાસ.

પ્રણયના ગાતી કૈંક પ્રસંગ,
સુંદરી સર્વ મળીને સંગ. રમ્ય૦

વીરના વિક્રમકેરી વાત,
સનાતન સત્યતણા સિદ્ધાંત;
આગલા અનુભવકેરી યાદ,
પૂર્વનો વિમળ નિવૃત્તિવાદ.

શાંત શર્વરીમાં સહુ પુરુષો, ચર્ચે મળીને ચોક,
શાણસ્પર્શ વ્હોણાં રત્નો શા શબ્દતણા બહુ થોક;

પામતા પળપળ પુણ્ય પ્રકાશ,
અનુભવે વાણી વિપિનવિલાસ! રમ્ય૦

એક કુળકેરાં બાળ સમાન,
ભેદનું સહજ ભૂલીને ભાન;
અઢારે વર્ણ કરે વ્યવહાર,
સ્નેહનો સેવે સાક્ષાત્કાર.

જનભૂખ્યા જનનો જ્યાં પામે અતિથિ ઉરસત્કાર,
અમરતાણું જીવન અનુભવતાં, વીસરે નિજ પરિવાર.

પ્રભુસમ પતિ ગૃહમાં પૂજાય,
કૈંક માનસના કાટ ઘસાય. રમ્ય૦

વિશ્વના વિધવિધ દુષ્ટ વિકાર,
ભરેલો ભયથી છળનો ભાર;
સ્વાર્થનો ઝેરી ઉષ્ણ સમીર,
નહિ પામે અવકાશ લગીર.

જગકાસાર વિષે પંકજ શાં અણુડૂબ્યાં એકાંત,
વિકસિત હૃદય રમે રસસીંચ્યાં ડોલંતાં દિનરાત.

મોક્ષનું માનવદુર્લભ ધામ,
રહો એ અમર અમારૂં ગ્રામ. રમ્ય૦

## નરસિંહરાવ

### વદાય

[ વસન્તતિલકા ]

હા ! આવિયો દિવસ આખર આજ એ તો,
આ ચિત્તકેરી ચિરશાન્તિ હરી જ લેતો;
ચાલી હવે સખિ ! તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ કયમ ભાર સ્હેશે ? ૧

સન્ધ્યા સલૂણી થઈ લુપ્ત સુષુપ્ત થાયે,
નેને રમે તદપિ રંગ રૂડા બધા એ,
આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે,
તો એ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે; ૨

ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે,
તો એ સુગન્ધ મનમાં કરી વાસ મ્હાલે;
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાયે,
તારા ગુણો સ્મરણમાં રમશે સદા એ. ૩

થાજો પ્રયાણ સુખરૂપ તુને સખી ઓ !
નિદ્રા મીઠી જ વસજો મૃદુ લોચને જો !
સ્વપ્નો અલૌકિક રસે ભરિયાં મધુરાં
એ નીંદરે રમી રહો સુખ દેઈ પૂરાં. ૪

મારી ઊંડી હૃદયને મથતી વ્યથા જે
ગમ્ભીર શોકસરિતા પૂર માંહિ ગાજે,–
હા ! તેવી તુજ સુકુમાર હૃદે કદી એ
માં રેલશો અસહ શોકતણી નદી એ. ૫

દેઈ વહાય સખિ ! આટલું યાચતો હું,–
થાઉં વિલુપ્ત ભવચિત્રપટેથી જો હું,—
કર્ણે પડે ખબર એ તુજ કોઈ કાળે,
બે આંસુડાં મધુર નેન થકી તું ઢાળે. ૬

---

## મધ્યરાત્રિએ કોયલ

### ( વિષમ હરિગીત )

શાન્ત આ રજની મહિં મધુરો કહિં રવ આ–ટુહૂ–
પડિયો ઝીણો શ્રવણે અહીં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું !
મન્દ વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન, એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી. ૧
મધ્યરાત્રિ સમે તને અલિ કોકિલા ! શું આ ગમ્યું ?
હાં, મેહુલો વરશી રહ્યો તેણેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહિં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહિં અધિક આનંદગાને ખેલતી. ૨
નીતરી રહી ધોળી વાદળી વ્યોમમાં પથરાઈ આ,
ને ચાંદની ઝીણી ફીકી વરશી રહી શી સહુ દિશા !
ગાન મીઠું અમી સમું તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાંતિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં. ૩
નગર બધું આ શાંત સૂતું, ચાંદની પણ અહિં સૂતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી;
અનિલ ધીરે ભરે પગલાં પળે શાંતિ રખે સહુ–
ત્યાં ઉછળતી આનંદરેલે કોકિલા બોલે–ટુહૂ ! ૪

સૃષ્ટિ સંઘળી શાંત રાખી મુજને જ જગાડતો
ટહુકો મીઠો તુજ પવનલહરી સંગ જે બહુ લાડતો;
ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કંઇ અવનવી,
ભૂલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઈડું દોડે તવ ભણી; ૫
દોડી ખેલે મધુર તુજ ટહુકાની સંગે રંગમાં,
આનન્દસિન્ધુતરંગમાં નાચંતું એ ઉછરંગમાં;
હા ! વિરમી પણ ગયો ટહુકો, હૃદય લલચાવે બહુ–
ફરી એક વેળા, એક વેળા, બોલ મીઠી ! ટુહૂ ! ટુહૂ ! ૬

---

## ઉરનો ઓથાર

### ( ખંડ હરિગીત )

ઊછળી ઉલ્લાસથી
સિંધુ–ઉર પર રાજતા
હસે ઉજ્જવલ હાસથી
અણુગણુ તરંગો આજ આ; ૧

હાસ કાલે જે હતું,
હાસ તે આજે લસે;
સિત તરંગો ! બંધુ મુજ !
કરજો ક્ષમા, ઉર ના હસે. ૨

ના હસે ઉર માહરૂં,
આજ હું લાચાર છું;
ના રૂવે ઉર માહરૂં,
ધારૂં અકથ કો ભાર હું. ૩

તમ સમા ઉલ્લાસથી
નાચતો જીવન-ઉરે
અન્ય સિંધુતરંગ હા !
આજે ન જીવનમાં સ્ફુરે ! ૪

જાગતાં ઓથાર કો
દાબતો મુજ ઉરને,
અણદીઠો પાષાણુ કો
રોકે નયનના પૂરને. ૫

વાણી વદવી ના ગમે,
મૂક ભાર વહું ઉરે;
તદપિ વાણીરૂપમાં,
એ ભાર ઉર હલકો કરે. ૬

---

ન્હાનાલાલ

## પિતૃતર્પણ

પિતાજી, પત્ર ને પુષ્પે એ જ આવી વસંત આ:
ટ્હૌકે છે કોકિલા, એવાં ટ્હૌકે છે સ્મરણો અહા!
આંબાની ડાળ મ્હોરી, ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સંતો હરિની રસહોરીઓ.
હુંય તે લઈ આ વીણા સ્મરૂં છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા, મંત્રો જપું છું પિતૃજાપના.
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ,
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.
બુદ્ધિવૈભવ, ને આસ્થા, આશા, રસ, ઉદારતા;
એ દૈવી દીપમાલાનાં અંતરે તેજ રાજતાં.
નમ્રને નમતા, તોયે શૈલ શી દૃઢતા હતી;
ચાલ ધીમી ધીમી, તોયે ખંતથી વેગીલી ગતિ.
હાથે પિત્તળપટ્ટાળી શ્યામ સીસમ લાકડી,
બાંધી રાખી શું સંકેલી સેના સેતાનની લડી!
પૂર્યાં છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં રૂડાં;
પાડયા અંધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા:
દીઠું એ સૌ દીર્ઘકાલ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને.
બહુ વર્ષો સુધી આપે મૂલવ્યાં મોતી બ્હારનાં;
પછી પારખવા પેઠા આત્મના દરિયાવમાં.
ઘૂમતાં સૌ દિશે તેને ધાર્યાં એક સમાધિમાં;
વાળી બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં.

સ્મિતની સુંદરતાના કપોલે અંકુરે ઊભા;
મધુરા હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા.
આત્માનું તેજ, વીંધીને રોમ રોમ, વિકાસતું;
બ્રહ્મર્ષિ! આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.
વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાંતિના,
પ્રકાશે પરમાનંદે એવી અખંડ શાંતિના.
ધીર ગંભીર નેતા, ને દીર્ઘદર્શી તમે ઘણા;
ઓધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા.
રાજા અને પ્રજા કેરે એક છે હિત તે લહી,
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઈ.
જે નાના ભાઈ હિન્દુના, ઇસ્લામી, ખ્રિસ્તી, પારસી;
સૌશું સ્નેહ દીધો-લીધો, હેડે હૈડાં હસી હસી.
સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતા તેમ આપના આત્મનાં ઝરી.
સિન્ધુ પ્રત્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વ્હેતાં તેવાં તમો ભણી.
સારપ આશિષો વ્હોરી, જનોમાં શુભ વાસના,
સંચર્યા લઈ સદ્ભાવો આપ સ્થૂલ ધામમાં.
દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી;
વિવેક સારથિ માંડી અખંડ પ્રભુની દિશે,
તમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિષે.
નિત્યે જીવનમાં યોગી, તત્ત્વચિન્તક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને.

ભક્તિદેશે મહાભક્ત, ફૂંપળો ભાવની કુંળી,
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફળી ફૂલી.
શું શું સંભારૂં? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ એ?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.

---

## ગુજરાત

૧

ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!
અમારો ગુણિયલ ગુર્જર દેશ;
કૃષ્ણચન્દ્રની કૌમુદી ઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો!

૨

આર્યનું સાગર તીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ,
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથિનાં જ્યાં રાજ્ય:
ગ્રીસરોમથી ય જૂનાં
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગીરનાર, દ્વારિકા:
યુગયુગ ધ્યાન વિલીન,
ઊભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર: ધન્ય હો!

૩

સ્થળે સ્થળ નવ પલ્લવના પુંજ,
નદીને તળાવ કેરી કુંજ,
કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્યાં દે મોતીના થાળ:

જગજૂનાં નિત ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ધૂધવે ગરવો
વનમાં જ્યાં વનરાજ:

ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્ત મહન્ત. ધન્ય હો !

૪

પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણ ભરી વ્હેતી તેમ નિકાસ;
મોહી આંગણ ઉતર્યો જ યૂરોપ,
વીણવા વાડીના ફૂલ રોપ;

વીણી ન વણસે પુણ્યપાંગરી
આમ રસભૂમિની છાબ;
જગમોહન મુંબઈનગરી જુવો !
શું પાથર્યો કિનખાબ:

નિત્ય નવ ફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ. ધન્ય હો !

૫

દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગત ઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલમિન પારસીઓને,
અહિંઆં તીરથદ્વાર:
પ્રભુ છે એક, ભૂમિ છે એક–
પિતા છે એક, માત છે એક–
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો !

૬

નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી ય પળાય;
એક ઇડરના વનકેસરીઓ,
ભડવીર બાપ્પારાવ,
નિશ્ચલન્ધ સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવ:
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો !

૭

સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધનભર્યો શ્રીનગરસમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છનાં સાહસિક સન્તાન;
ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીર તીર જઈ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;
મહાસાગરનાં પૃથ્વીવિશાળ
સરોવર કીધાં ગુર્જરીબાળ. ધન્ય હો !

૮

વનેવન લીલો ઘટાસોહાગ;
જગતનો દીપે શું અમુલખ બાગ !
સજાવ્યા જેને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;
ભારતીએ કંઈ ફૂલ ફૂવારો
અંજલિમાં શું લીધ !
દિશદિશમાં ફૂલ ધાર ઉડાવી
દિલનાં પરિમળ દીધ !
હિન્દ માતની લાડિલી બાળ !
ગુર્જરી ! જય ! જય ! તવ ચિરકાળ ! ધન્ય હો !

લોકગીત

## મહેમાની

તમે ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓ છો રે લોલ ?
અમે ગોકુળથી આવ્યા, મથુરાં જાવું છે રે લોલ.
આવો બેસો કદંબ કેરી છાંયડી રે લોલ;
થાક લાગ્યો હોય તો ઊનાં પાણી મેલીએ રે લોલ.
તરસ લાગી હોય તો ટાઢાં પાણી લાવીએ રે લોલ;
ભૂખ લાગી હોય તો સુખડું મંગાવીએ રે લોલ.
સુખડાં ન ભાવે તો મીઠા મેવા લાવીએ રે લોલ;
મેવા ન ભાવે તો વનફળ વેડાવીએ રે લોલ.
વનફળ પાક્યા વિના કાચાં નવ વેડીએ રે લોલ;
કાચાં વેડીએ તો અવગુણ ઊપજે રે લોલ.
રંગત બાજોઠ ઢળાવ્યા રૂડા ચોકમાં રે લોલ;
ચાર ભેરૂ ભળીને બેઠા રમવા રે લોલ.



## ગદ્ય

# દશેરાની સવારી

જ્યારે રાજા નિદ્રાદેવીને વશ થઈ આ લોક તથા પરલોકને વીસરી જઈ મૃત્યુથી ઉતરતી અવસ્થામાં પડેલો હતો તે વખતે કિલ્લા આગળ તથા શહેરમાં ભારે ગડબડાટ થઈ રહ્યો હતો. લોકો ઘણા ઉમંગથી સારાં સારાં લુગડાં પહેરી, નવી રંગેલી પાઘડીમાં જુવારા ખોસી, તથા નવા જોડા પહેરી, કેટલાએક એકલા તથા કેટલાએક નાનાં નાનાં છોકરાંને સાથે તેડી સવારી જવાના રસ્તા ઉપર કોઈ ઓટલા અથવા દુકાન ઉપર બેસતા હતા. કેટલાએક રજપુત તથા બીજા લશ્કરી લોકો હથિયાર કમરે બાંધીને ઘણા ડોળથી ફરતા હતા. ભીલ, કાઠી, કોળી વગેરે જંગલી લોકો તરત ખસી જઈને રસ્તો આપતા. ઢેડા તથા તેથી હલકી જાતિના લોકો "ખસો બાપજી" એ પ્રમાણે બૂમો પાડી ધીમે ધીમે રસ્તો કરી જતા અને લોકોને તેઓને વાસ્તે ખસવું પડતું તે વખતે તેઓને ગાળ દીધા વિના રહેતા નહિ. ઘણી વાર કોઈ ઘોડો અથવા હાથી ભડકતો ત્યારે લોકોમાં દોડાદોડી થતી, અને છોકરાં ચીસાચીસ પાડતાં. મોટા કામદારોનાં બૈરાં સુખાસનમાં બેસી તેમના ધણીનાં સગાં, મિત્ર, અથવા ઓળખીતાનાં ઘર હોય ત્યાં જતાં. ગરીબ તથા વચલા વાંધાના લોકોની બાયડીઓ ખુલ્લી રીતે ચાલતી જતી, પણ તેઓને રસ્તામાં કોઈ ઉપદ્રવ કરશે એવી દહેશત ન હતી. ઓટલા તથા બારીઓ

લોકોથી ભરાઈ ગયાં હતાં. બાકીના લોકો કેટલાએક છાપરા ઉપર અને કેટલાએક ઝાડો ઉપર ચડીને બેઠા હતા, અને ઘણાએક રસ્તાની બાજુએ બે હાર કરી ઉભા રહ્યા હતા. દુકાનદારોએ દુકાન ધોળાવી રંગાવી, તે ઉપર તોરણ બાંધી સઘળો માલ બહાર કાઢેલો હતો. તેમજ રહેવાનાં ઘરો પણ ઘણાંએક રંગાવેલાં તથા ઘણું કરીને સઘળાં ધોળાવેલાં હતાં. એ પ્રમાણે શહેરમાં સવારી જોવાની તૈયારીમાં લોકો બેઠા તથા ઉભા હતા. કિલ્લા આગળ કાઠિઆવાડી, સિંધી, કચ્છી તથા કાબુલી શણગારેલા અને ઘણા ઉમદા જીનવાળા કેટલાએક ઘોડા ખોંખારતા, કેટલાએક નાચતા, કેટલાએક ભોંય ઉપર પગ ઠોકતા તથા કેટલાએક કાવો ફર્યા કરતા હતા. હાથીઓથી ઉભા ન રહેવાતું હોય તેમ એક જગાએથી બીજી જગાએ જતા, કેટલાએક તેના બળથી અતિમસ્ત થઈને ડોલતા તથા કેટલાએક સૂંઢ હલાવી ઉંચી કરી આસપાસના લોકોને નસાડતા હતા. સુખાસન એક કોરે મૂકીને ભોઈ લોકો આણીગમ પેલીગમ મોજ કરતા ફરતા હતા. સવાર તથા પાયદળ સિપાઈ સઘળા હથિયારબંધ તૈયાર થઈ રહ્યા હતા. રાજા કરણે સવારે જે લુગડાં પહેર્યાં હતા, તેનાં તેજ હમણાં પણ તેના શરીર ઉપર હતાં, વિશેષ એટલું જ કે બહાર કોઈની નજર ન લાગે માટે હાથે કેટલાંએક માદળીઆં બાંધેલાં હતાં. રાજાનો હાથી ઘણો જ પુષ્ટ તથા બીજા સૌ કરતાં ઉંચાઈમાં વધારે હતો. તેના ઉપર સોનેરી ઝૂલ નાખી હતી. તેના પગમાં સોનાનાં કડાં ઘાલેલાં હતાં. તેના કુંભસ્થળ ઉપર મોતીની માળાઓ બાંધેલી હતી. હાથી ઉપરનો મેઘાડંબર તમામ રૂપાનો સોને રસેલો હતો તથા તેમાં

કેટલેક ઠેકાણે રત્નો જડેલાં હતાં. રાજાની પાછળ માધવ પ્રધાનજી ચમર લઈને બેઠેલા હતા. સવારીની આગળ નોબત તથા ડંકા વગાડનારા ઊંટ અથવા હાથી ઉપર બેઠેલા હતા. નોબતની આસપાસની ઝૂલ કિનારીદાર લુગડાની હતી અને તેના વગાડનાર પણ બાંકા બનીને બેઠેલા હતા. તે પછી સવાર તથા સિપાઈઓ આવ્યા. પછી શહેરનાં મુખ્ય માણસો તથા દરબારના કામદાર લોકો, ઘોડા, રથ, વગેરે વાહન પર બેસીને ચાલ્યા. વચમાં વચમાં મલ્લ, ભાંડ, વગેરે હલકા લોકો પણ મોટો ઠાઠમાઠ કરી ચાલતા હતા. છેલ્લે હાથી ઉપર રાજા આવ્યો. સવારીમાં ઘણીએક તરેહનાં વાજીંત્ર વાગી રહ્યાં હતાં, તેમાં રણશીંગડાં, ભૂંગળ, શરણાઈ, વગેરેનો અવાજ બહાર નીકળી આવતો હતો. રાજા સઘળા લોકોને આખે રસ્તે માથું નમાવતો જતો હતો, અને લોકો તેને જોઈને નીચા વળી નમતા તથા હરખના પોકાર કરતા હતા. કેટલાએક લોકો જેઓ ઉંચી બારીઓમાં બેઠેલા હતા તેઓ રાજા ઉપર ફૂલના હાર, દડા તથા છુટાં ફૂલની વૃષ્ટિ વરસાવતા હતા. ઘણા લોકો રસ્તામાં ફૂલ વેરતા હતા અને કેટલાએક શ્રીમંત લોકો સોનારૂપાનાં ફૂલ રાજાના માથા ઉપર વધાવતા હતા. તે વખતે લોકોની રાજા ઉપરની પ્રીતિ એટલી ઉભરાઈ જતી હતી કે જો બની શકે તો તેઓ પોતાનામાંથી થોડું થોડું આવરદા રાજાને આપવાને તૈયાર થાય.

સવારી શહેર બહાર કેટલેએક દૂર જઈ એક શમીના ઝાડ આગળ અટકી. ત્યાં હજારો બ્રાહ્મણો શમીપૂજન કરા-

વવાને તથા દક્ષિણા વહેંચાય તે લેવાને એકઠા થયા હતા. રાજા હાથી ઉપરથી ઉતરીને શમીવૃક્ષ આગળ જઈ ઉભો રહ્યો; તે વખતે રાજગોરે આવી સરપાવ માગ્યો, "રાજાધિરાજ ! કાંઈ આપો તો પૂજનના કામનો આરંભ થાય." તેજ ક્ષણે નાણાંની એક થેલી ગોરને મળી. બીજા બ્રાહ્મણો પણ પોતપોતાના યજમાન પાસે ગયા અને કહેવા લાગ્યા, "મહારાજ ! આજે રામચંદ્રજીએ દુષ્ટ રાવણ ઉપર ચડાઈ કરી, અને આજે પાંડુપુત્ર વૈરાટ નગરમાં પેઠા. આજે અર્જુન તથા તેના ભાઈઓએ શમીપૂજન કીધું અને પોતાનાં શસ્ત્રને તે વૃક્ષ ઉપર લટકાવ્યાં; માટે આજ એ શમી એટલે અપરાજિત દેવીનું પૂજન કરવાનો ઘણો ધર્મ છે." પછી તેઓએ પહેલાં તો તે ઝાડને પંચામૃતનું સ્નાન કરાવ્યું; તેના ઉપર પાણી છાંટયું અને ચંદન પુષ્પ ચઢાવ્યાં; અપરાજિત દેવી આગળ દીવો કીધો; ઝાડ ઉપર ચાંલ્લા કરી હાર ચડાવ્યા; ગુલાલ અબીલ નાખ્યાં; નૈવેદ્ય મૂકયું અને રાજા પાસે પ્રદક્ષિણા કરાવી. પછી તેઓએ વારાફરતી દસ દિગ્પાળની પૂજા કીધી. પછી રાજાએ તથા બીજા લોકોએ બળેવને દહાડે બાંધેલી રક્ષા તોડી ઝાડ ઉપર ફેંકી દીધી. તે થયા પછી શમીના મૂળ આગળથી થોડું થોડું મટોડું તથા તેનાં પાંતરાં, સોપારી તથા જુવારા બ્રાહ્મણોએ સઘળાને આપ્યાં, અને કહ્યું કે આ સઘળાંને એકઠાં માદળીઆમાં ઘાલી જયારે પ્રવાસ કરવા જાઓ ત્યારે રાખજો. હવે પૂજન પુરૂં થયું એટલે રાજા તરફથી દક્ષિણા થઈ અને ખાનગી ગૃહસ્થોએ પણ પોતપોતાની શક્તિ તથા બાપદાદાના સંપ્રદાય

પ્રમાણે દક્ષિણા આપી, અને અગરજો કે એ દક્ષિણા હમેશાંના કરતાં કાંઈ થોડી ન હતી, તોપણ ધારા પ્રમાણે સઘળા બ્રાહ્મણો કાળનો વાંક કાઢી સારી પેઠે બબડયા. પોતાનાં છોકરાંની આગળ કેવી અવસ્થા થશે તે વિષે ઘણી ફીકર કરવા લાગ્યા અને છેલ્લે ભાગે વહેંચવામાં બોલચાલ ઉપરથી ગાળાગાળી અને ગાળાગાળી ઉપરથી મારામારી ઉપર આવી ગયા, અને જો કેટલાએક વૃદ્ધ બ્રાહ્મણો ત્યાં કજીઓ પતાવવામાં ન હોત તો થોડું લોહી પણ તે દિવસે અપરાજિત દેવીને અર્પણ થાત.

એ બ્રાહ્મણોને લડતા તથા શોરબકોર કરતા રહેવા દઈને રાજાની સવારી સાથે આપણે પણ પાછા વળીએ. સવારી થોડી આગળ ચાલ્યા પછી રાજાએ પાછા ઉતરીને ગઢેચી માતા એટલે કિલ્લાનું રક્ષણ કરનારી દેવીનું પૂજન કરી ત્યાંના બ્રાહ્મણોને દક્ષિણા આપી. ત્યાંથી સવારી ચાલી તે ઠેઠ કિલ્લા સુધી આવી પહોંચી ત્યાંસુધી અટકી નહિ. કિલ્લા આગળ એક મોટું ચોગાન હતું ત્યાં લાખો લોકો એકઠા થઈ રહ્યા હતા. ત્યાં સવારો, પાયદળ, ઘોડા, હાથી અને છેવટે રાજાનો હાથી એ સઘળા ઉભા રહ્યા. પછી એક ઠેકાણે મલ્લો, જેઓ આખા વરસ સુધી દૂધ, દહીં, ઘી ખાઈખાઈને જાડા થઈ ગયા હતા તેઓ કુસ્તી કરવા લાગ્યા. એક ઠેકાણે બે સવાર ઘોડા ઉપર બેસીને જુઠું યુદ્ધ કરતા હતા. બંનેની પાસે બુટ્ઠી અણીના ભાલા હતા અને તેઓ એક હાથમાં ગેંડાના ચામડાની ઢાલ પકડી લડતા હતા. તેમાંથી સામાવાળાના ભાલાના આચકાથી જે પડી જાય

તે હારે અને લોકો તુરત તાળી પાડી બૂમાબૂમ કરી મૂકે. એક રજપુત સવાર ભાલાવાળાની સામે તલવાર લઈને લડયો, અને તલવારની અણી વતી તે સામા માણસને વગાડયા સિવાય તેને ઘોડા ઉપરથી ઢોળી પાડયો. કેટલાએક કોળી સિપાઈઓ માટીનું ચક્કર મૂકી તેમાં તીર પીંછાં સુદ્ધાં પેસે એવી શરતે આઘેથી તીર મારતા હતા. કેટલાએક સવારો પોતાના ઘોડાને કાવો જ ફેરવ્યા કરતા. કેટલાએક તેઓને નચાવતા. કેટલાએક ઘોડાને દોડાવી પાછો લાવતા. એ પ્રમાણે ત્યાં ગમત થઈ રહી હતી. આશરે એક કલાક સુધી કસરત કરી સવાર લોકો તથા સિપાઈઓ રાજાને જુહાર કરી પોતપોતાને ઠેકાણે ગયા. તમાશગીર લોકો તે દહાડાની હકીકતની વાતો કરતા તથા સવારીની ટીકા કરતા કરતા પાછા વળ્યા.

રાજા હાથી ઉપરથી ઉતરી મહેલમાં જઈ લુગડાં ઘરેણાં ઉતારી, દેવની પૂજા કરી, આરતી ઉતારી ચંદ્રશાળામાં ગયો, અને ત્યાં ભોજન કરવાની તૈયારી કીધી. વાળુ કર્યા પછી એક રૂપાની સાંકળના હિંડોળા ઉપર રાજા આરામ લેવા જરા સૂતો. ઓરડાના બારણા આગળ ચોકીદાર બેઠા હતા. તેઓ રાજા હવે સૂઈ જશે એમ ધારતા હતા. પણ થોડી વાર પછી રાજા હિંડોળેથી ઊઠયો અને એક હલકા રજપુતનાં લુગડાં રાખેલાં હતાં તે તેણે પહેર્યાં. તેણે પોતાનું મોં છુપાવવાને બુકાની બાંધી અને પગે જુના જોડા પહેર્યા. પછી એક ખવાસને બોલાવી હુકમ કીધો કે આજ રાત્રે વીરચર્યા એટલે નગરચર્યા જોવાનો મારો વિચાર છે, માટે

એક લોટામાં પાણી ભરી લઈ મારી સાથે આવવું. ખવાસ હુકમ પ્રમાણે જલદીથી તૈયાર થયો, અને તે તથા રાજા બંને મહેલને પાછલે બારણેથી નીકળી પડયા.

રાજા શહેરમાં ફરી વળ્યા, પણ રાજ સંબંધી વાત કોઈ પણ ઠેકાણે તેના સાંભળવામાં આવી નહિ. જ્યાં જ્યાં કોઈ પણ વાત થતી હતી, ત્યાં સવારીની જ વાત ચાલતી હતી. તેમાં તેનાં રૂપ, ગુણ, લુગડાં, ઘરેણાં ઇત્યાદિનાં વખાણ થતાં હતાં. એટલું સાંભળી રાજાનું મન તૃપ્ત થયું નહિ તેથી શહેર બહાર ચાંદનીમાં ફરવા જવાનો તેણે નિશ્ચય કીધો.

દરવાનને થોડા પૈસા આપી દરવાજો ઉઘડાવ્યો અને મેદાન ઉપર નીકળી ગયો. તે દહાડે શરદ મહીનાનો ચંદ્ર ખીલી રહ્યો હતો. આકાશ ઘણું જ નિર્મળ હતું. ચાંદરણાં-થી બધું મેદાન રૂપેરી રંગનું હોય એમ દેખાતું હતું. તે ઠેકાણે કોઈ પ્રાણી નજરે પડતું ન હતું, પણ પાણીનાં ખાબોચીઆંમાંથી દેડકાંઓ ડ્રૂંડું ડ્રૂંડું કરતાં હતાં; કંસારીઓ જગાએ જગાએથી બંધ ન પડે એવો અવાજ કરતી હતી, અને કોઈ કોઈ ઠેકાણેથી સાપનો શબ્દ પણ સંભળાતો હતો. એવી રીતે રાત રમણીય લાગતી હતી. આગળ ચાલતાં તેઓ સ્મશાન પાસે આવી પહોંચ્યા; ત્યાં ચાંદરણાંમાંથી ઝાડોની છાયાથી અંધારૂં પડતું હતું; અને સ્મશાન એ નામથી જ પેલો ખવાસ ધ્રૂજવા લાગ્યો હતો. પણ રાજાની પાસે તલવાર તથા ખંજર હતાં તેથી તેના મનમાં બીક થોડી હતી. તે સ્મશાનમાં નિઃશંક થઈને ફર્યો.

કેટલોક વખત ફરી કરણ રાજા પાછો વળ્યો. પાછા આવતાં માર્ગમાં એક મહાદેવના સ્થાન આગળ ભારે ભીડ થઈ હતી, તે જોઈ તેનું કારણ લોકોને પૂછતાં એક જણે જવાબ દીધો કે દહેરામાં વૈરાટપર્વનું નાટક થાય છે તે જોવાને લોકો મળ્યા છે. નાટકનું નામ સાંભળીને તે જોવાનું તેને મન થયું, અને ખવાસને બોલાવી બંને જણ દહેરામાં ગયા તથા ધક્કા મૂક્કી કરી ઉભા રહ્યા તો ત્યાં વૈરાટ રાજાની સભા મળી હતી, અને પાંડવો એક પછી એક જુદો વેષ ધારણ કરી રાજાની પાસે નોકરી માગવા આવતા હતા. નાટકની ગમતમાં રાજા એટલો બધો લીન થઈ ગયો કે રાત કેટલી વીતી ગઈ તેનું પણ તેને ભાન રહ્યું નહિ. કેટલીક વારે ખવાસને અફીણને લીધે ઝોકાં તથા બગાસાં ખાતો જોઈને રાજાને પણ બગાસાં આવવા માંડયાં, અને એક પહોર રાત રહી છે એમ સાંભળીને તેણે પાછા મહેલ ઉપર જવાનો ઠરાવ કીધો. જતાં પહેલાં મહાદેવનાં દર્શન કરવાને દહેરા તરફ ગયો, પણ બારણા આગળ જાય છે એટલામાં ઝમઝમ કરતી આવતી એક સ્ત્રીને જોઈને તે ઉભો થઈ રહ્યો. જ્યારે તે સ્ત્રી દહેરામાં ગઈ ત્યારે તે કોણ હતી તે વિષે તેણે ખવાસને પૂછયું. ખવાસે જવાબ દીધો; “ મહારાજ, એ તો આપણા પ્રધાનજી માધવની ધણિઆણી છે, અને તેની પાછળ ચાકરના હાથમાં સોનાની થાળી હતી તેમાં ચંદન, પુષ્પ, ધૂપ, નૈવેદ્ય હતું તેથી તે પૂજા કરવા આવી હશે.” કરણને આ સાંભળી અજાયબી લાગી. “ માધવની ધણિઆણી ? પેલા માધવની ! એ વાત ખરી છે ? આ

રાજમહેલમાં વાસો કરવા લાયક, એ રાજમહેલનું આંગણું દિપાવે એવી સ્ત્રી એક બામણાના ઘરમાં!" એવો વિચાર કરતો કરતો કરણ પોતાના મહેલમાં જઈ હિંડોળે સૂતો, પણ તેને જરા પણ નિદ્રા આવી નહિ.

---

## કરણનો જુસ્સો

જ્યારે કૌળારાણીએ મહેલને આગ લગાડી ત્યારે તેની બે નાની દીકરીઓ કનકદેવી તથા દેવળદેવીને તેણે એક ચાકરને સોંપી પોતાના બાપ પાસે ઝાલાવાડમાં મોકલી હતી. રસ્તામાં તે ચાકરને ખબર મળી કે કરણ રાજા હજુ જીવે છે તથા બાગલાણમાં રહેલો છે તે સાંભળીને તેણે તેનો રસ્તો બદલ્યો, અને તેના મહાભારત દુઃખમાં તેની પુત્રીઓના મેળાપથી તેને જે સુખ થશે તે ઉપર વિચાર કરીને તથા છોકરીઓ ઉપર માના બાપ કરતાં પોતાના બાપનો વધારે હક છે એમ જાણીને તેઓને તેની પાસે લઈ જવાંને નીકળ્યો. રસ્તામાં ઘણીએક અડચણો ભોગવીને તથા ઘણાંએક સંકટોનું નિવારણ કરીને અંતે તે બાગલાણના કિલ્લા પાસે સહીસલામત પહોંચ્યો અને કરણ રાજાની બે બાથમાં તેની કુમળી વયની બે દીકરીઓ ભરાઈ. આવી વખતે આવી અવસ્થામાં બાપ તથા દીકરીઓનો મેળાપ થયો તે વખતે તે દુર્ભાગ્ય રાજાને જે આનંદ થયો તેનું વર્ણન થઈ શકતું નથી. મોટી છોકરી આઠ વર્ષની હતી. તે ઘરમાં સઘળું સ્ત્રીનું કામકાજ કરતી અને તેની સંભાળથી તથા તેની ઘર બાબતની સઘળી ગોઠવણથી કરણ

રાજાના ઘા ધીમે ધીમે રૂઝાવા લાગ્યા અને તે કેટલીક વાર પછી બીલકુલ સારો થયો. માણસના સુખને વાસ્તે બૈરાં કેટલાં અગત્યનાં થઈ પડે છે તે જ્યાં તેમની ખોટ હોય ત્યાં જ જાણવામાં આવે છે. તેઓનો ઉપયોગ ઘણા લોકો બરાબર સમજતા નથી તથા તેઓની કિંમત જોઈએ તેટલી તેઓ કરતા નથી. પુરુષ અને બૈરીના ગુણોમાં પરમેશ્વરે મોટો તફાવત રાખેલો છે. અગરજો કેટલાએક પુરુષો-માં બૈરીના ગુણો અને કેટલીએક સ્ત્રીઓમાં પુરુષના ગુણો હોય છે, તોપણ તેઓ સાધારણ નિયમથી ઉલટા છે. સામાન્ય નિયમ તો એવો છે કે પુરુષોમાં કામકાજ કરવાના અને એવા બીજા સખત ગુણો હોય છે અને સ્ત્રીઓમાં સહન કરવાના અને નરમ ગુણો માલમ પડે છે. દયા, મનની કોમળતા, ધૈર્ય, વગેરે બીજાને સુખી કરવાને જરૂરના ગુણો ઘણું કરીને સ્ત્રીવર્ગમાં વધારે હોય છે. એ જ કારણને લીધે તેઓ ઘર ચલાવવાને વધારે લાયક છે. જ્યારે પુરુષના ઉપર મંદવાડ આવી પડે છે, જ્યારે તેની એક નાના બાળકની પેઠે બરદાસ્ત લેવી પડે છે, જ્યારે તેનો સ્વભાવ એવો ચીડિયો થઈ જાય છે કે તેનો બોલ બીજા કોઈ સાંખી શકતા નથી, તે જ વખતે સ્ત્રીજાતિનું ખરેખરૂં કામ પડે છે; તે જ વખતે તેની ખરી કિંમત થાય છે અને તે જ વખતે તેનું દુઃખ મટાડવાને પરમેશ્વરે તેને મોકલી હોય એમ પુરુષને લાગે છે. તેની ચાકરી કરવાની રીતથી જ અર્ધું દરદ ઓછું થાય છે. તેના મધુર શબ્દો રામબાણ ઓસડ જેવા થઈ પડે છે; અને તેના નરમ હાથ શરીર

ઉપર ફરે છે એટલેજ ઘણી ઠંડક થાય છે. કરણ રાજાને પણ તેમજ થયું. કનકદેવીનું સઘળું લક્ષ પોતાના બાપને આરામ કરવા તરફ હતું, અને તેમ કરવા સારૂ તેની ઉંમર પ્રમાણે તેનાથી જેટલો બની શક્યો તેટલો તેણે શ્રમ કીધો અને પરમેશ્વરની કૃપાથી તે સઘળો સફળ થયો. નાની છોકરી જે દેવળદેવી હતી તે તે વખતે માત્ર ચાર વર્ષની હતી તથા તેનાથી પોતાની બેનના જેવું કામ થઈ શકતું નહોતું; તોપણ તેના બાળપણના જુદા જુદા ખેલથી, તેના કાલા કાલા બોલથી તથા ખરા દીલથી પોતાના બાપને ખુશ કરવાને જે પ્રયત્ન કરતી હતી તેથી કરણ રાજાને અર્ધો આરામ થતો.

એ પ્રમાણે કરણનું સુખ માત્ર પાંચ વર્ષ સુધી પહોંચ્યું. પરમેશ્વરની ગતિ અકળ છે તથા તેનાં કામોનાં કારણો શોધી કઢાય એવાં નથી. આટલું બધું સંકટ ભોગવ્યા પછી કરણ રાજાને જે થોડું સુખ મળ્યું તે તેને ઘણી મુદત સુધી અથવા તેના જીવતાં સુધી પહોંચશે એવી આશા રાખવામાં આવે, અને ઈશ્વર મરતાને વધારે મારશે નહિ એવી કલ્પના થાય; પણ એ આશા તથા કલ્પના ઘણીવાર ખોટી પડે છે. માણસ ઉપર જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે ઘણું કરીને સામટું જ આવી પડે છે, અને એ સઘળી આફતોમાં જે માણસ પોતાનું ધૈર્ય છોડતો નથી તથા પરમેશ્વર ઉપરનો જેનો દૃઢ વિશ્વાસ જરા પણ ડગતો નથી તે માણસ ખરેખરો ધર્મી તથા તેજ ખરેખરો ઈશ્વરનો ભક્ત જાણવો. માણસના વિશ્વાસની તથા ભક્તિની એ પ્રમાણે પરમેશ્વર પરીક્ષા

લે છે, તેમાંથી ઘણા થોડા જ પસાર થાય છે. હમણાં કરણ રાજાની પરીક્ષાનો વારો આવ્યો. મોતના દૂત તેના એકાંત કિલ્લા ઉપર ઉતર્યા અને એક ઝપાટો મારી તેની વહાલી દીકરી કનકદેવી જે હમણાં તેર વર્ષની થઈ હતી, જે તેના સઘળા સુખનું મૂળ હતું, જે તેની નિર્બળ અવસ્થાનો આધાર હતો, તેને ઘસડી ગયા. આ અકસ્માત આવી પડેલા દૈવ-કોપથી કરણને જે મહાવ્યથા થઈ તેનું વર્ણન કરવાની કાંઈ જરૂર નથી. તે યથાસ્થિત થઈ શકે પણ નહિ; તેથી તે ઉપર પડદો ઢાંકી દઈ બીજાં ચાર વર્ષ કૂદી જઈને ઈ. સ. ૧૩૦૬ ના વર્ષમાં જે બનાવ બન્યો તેનું વર્ણન કરીએ છીએ.

દેવગઢના રાજા રામદેવને ભીમદેવ અને શંકરદેવ નામના શૂરાતનમાં રજપુતોને શોભા આપે એવા બે પુત્રો હતા. એક વાર ભીમદેવ, શંકરદેવ, કરણ તથા દેવળદેવી એક વાઘ અને વાઘણને શિકારે ચઢયાં હતાં, તે વખતે શંકરદેવે અતિશય પરાક્રમ દાખવ્યું હતું. ભીમદેવે આ વખતે દેવળદેવીને જોઈ હતી અને એ કન્યા શંકરદેવ માટે મેળવવા એની ઇચ્છા હતી. એણે રાજાને કહી એક ભાટ અને રાજ-ગોરને કરણ પાસે મોકલી શંકરદેવને વાસ્તે દેવળદેવીની માગણી કરાવી.

કરણ રાજાને આ ભાટની વાત સાંભળીને ઘણો ક્રોધ ચડયો, તેના મોં ઉપર લોહી ચડી આવ્યું અને તે રીસે ભરાઇને બોલ્યો, “ અરે ભાટજી ! જોકે હું મારૂં સઘળું રાજ્ય ખોઈ બેઠો છું, મારી સ્ત્રીને બળાત્કારે દિલ્હીના મ્લેચ્છ પાદશાહ પાસે ઘસડી ગયા છે, હું નિર્ધન, અશકત

તથા રામદેવના આશ્રયમાં આવી રહ્યો છું, તોપણ હું હજી તમે ધારો છો એટલો અધમ થયો નથી. હજી મારામાંથી રજપુતનું લોહી ગએલું નથી. હજી મારો ક્ષત્રિયનો ટેક કાયમ છેઃ માટે તમારા કહેવા પ્રમાણે હું કદી કરનાર નથી. શું વાઘેલા રજપુતે પોતાની કન્યા એક મરેઠા સાથે પરણાવવી? શું હંસણીને કાગડાના ટોળામાં ભેળવવી ? શું ગાયને ગધેડામાં સામેલ કરવી ? એમ કદી થનાર નથી. તમારો રાજા ગમે તેવો મોટો હશે, તમારૂં રાજ્ય ગમે તેટલું બળવાન, ધનવાન તથા વિસ્તીર્ણ હશે તથા શંકરદેવમાં સઘળા દેવતાના ગુણો એકઠા થયા હશે, તોપણ તે મરેઠો, તે રજપુતની કન્યા વરવાને યોગ્ય નથી. મારા પડતા દહાડામાં સઘળા મારૂં અપમાન કરે છે; હવે છેલ્લો વારો રામદેવનો આવ્યો. તેણે પણ હવે કાંઈ કસર રાખી નહિ. હજી મારામાં સામર્થ્ય છે, હું જીવું છું અને જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી મારા નામને મારા કુળને તથા મારી જાતને કદી કલંક લગાડવા દઈશ નહિ. આ ઉંચા કુળની કન્યા નીચા કુળના વરને પરણાવું ? મારા ઉપર આથી વધારે આફત આવી પડે, મને કાપીને કડકા કરે, તોપણ હું એમ થવા દઉં નહિ. અમારા લોકો પુત્રીના જન્મથી ઘણો શોક કરે છે, તે વાજબી છે. તેઓ પોતાની આબરૂને ડાઘ ન પડવા દેવાને કુમળા બાળકની હત્યા કરે છે તેમાં તેઓનો કાંઈ વાંક નથી. મરેઠા જોડે રાજકન્યાનાં લગ્ન કરવાં ? આકાશ તૂટી પડે, પૃથ્વી રસાતાળ જાય તોપણ હું તેમ થવા નહિ દઉં. માટે તમારા રાજાને કહેજો કે

તમે મારૂં ઘણું જ અપમાન કીધું છે; તમારી આશા કદી સફળ થવાની નથી તથા તમારૂં બોલવું કદી પ્રમાણ થવાનું નથી. તમે ઘણું કરશો તો મને આ જગાએથી કાઢી મૂકશો, પણ તેથી હું બીતો નથી. ચોખંડ પૃથ્વી પડી છે. તેમાં ગમે તે એક ખુણામાં પડી રહી મારી આવરદા પુરી કરીશ, પછી મારા મુઆ પછી જે કરવું હોય તે કરજો." એટલું કહી તેણે ભાટ તથા રાજગોરને વદાય કીધા.

( કરણઘેલો–સંક્ષિપ્ત )

## ગોઝારી મા

ભરતશત્રુઘ્નને તેડવા નીકળેલા ઘોડેસવારો દોડતે ઘોડે મજલ દર મજલ કાપીને કેકય દેશમાં યુધાજિત રાજાના પાટનગરમાં આવી પહોંચ્યા. ભરતને આગલી રાત્રે ઘણાં જ ભયંકર શમણાં આવેલાં તેની વાત કરતો તે મિત્રો આગળ બેઠો હતો. સવારોએ આવી તેને કહ્યું કે " અયોધ્યામાં આપનું ઘણું જ જરૂરનું કામ પડયું છે, માટે હમણાં ને હમણાં જ પધારો." ભરતે બધાનું કુશળ પૂછવા માંડયું પણ સવારોએ કહ્યું કે " અમારી પાસે તો આટલો જ સંદેશો છે." બંને ભાઈઓએ મામાની અને બીજાં સગાંવહાલાંની રજા લીધી અને સવારો સાથે અયોધ્યા આવવા નીકળ્યા.

યુધાજિતે તેને વાઘ જેવા બળવાન અને મહાકાય એવા કેટલાક કુતરા, બે હજાર સોનૈયા, સોળસો ઘોડા, કેટલાક હાથી અને ખચ્ચર ભેટ આપ્યાં. " અમારે ઘણી જ ઉતાવળે જવાની જરૂર છે " એમ કહી ભરતે આ બધી

ભેટ લેવા ના પાડી, છતાં યુધાજિતે આગ્રહ કરીને એની સાથે એ બધું મોકલ્યું. એ બધા સાજને પાછળ રાખીને અયોધ્યાના ઘોડેસવારો સાથે રાજકુમાર આગળ નીકળી ગયા અને રથને પૂરપાટમાં દોડાવતા કેટલેક દિવસે અયોધ્યા આવી પહોંચ્યા.

નગરની ભાગોળ આવી ત્યાં જ ભરતને બધું સૂનું લાગવા માંડયું. શહેર બહારના બાગ બધા ખાલી પડયા છે, ત્યાં કોઈ આવતું જતું નથી એ જોઈ રાજકુમારને ખેદ થયો અને આશ્ચર્ય પણ થયું. શહેરમાં પણ બજારનું કામ-કાજ બધું ઠંડું હતું. યજ્ઞયાગ કયાંએ નજરે પડતા ન હતા. વેદમંત્રના ઘોષ કયાંએ સંભળાતા ન હતા. જે અયોધ્યા માણસોના કોલાહલથી ગાજી રહેતું તેમાં બધે સુનસાન હતું. રસ્તે જતાં માણસો ચૂપચાપ ચાલ્યાં જતાં હતાં. સૌનાં મોઢાં પર ઉદાસી છવાએલી હતી. રાજકુમારને લોકો નમન કરતા હતા પણ તેમાં હમેશનો આનંદનો ઉમળકો નહોતો. ભરતને થયું જરૂર કંઈ ભારે નવાજુની થઈ હશે. રાજકુમાર પરભાર્યા મહેલમાં જઈ રાજાના ઓરડા તરફ ગયા. પિતાનું ભવન સૂનું દેખ્યું. દાસદાસીઓ ચોભીલાં ફરતાં હતાં. રાજા રણવાસમાં હશે એમ ધારી બંને ભાઈ કૈકેયીને ત્યાં ગયા.

પુત્રને જોઈ કૈકેયી તરત જ પલંગ પરથી ઊઠીને ધાઈ આવી પુત્રને ભેટી પડી અને તેમનાં ઓવારણાં લેવા લાગી. ભરતે પૂછયુંઃ “ પિતાજી કયાં છે ? ” કૈકેયીએ કહ્યુંઃ “ભરત, તારા પિતાજીનો સ્વર્ગવાસ થયો. ” આ શબ્દો સાંભળતાં ભરત પર વજ્રપાત થયો હોય એમ તે ધરણી પર ઢળી

પડયો, અને અત્યંત શોક કરવા લાગ્યો. કુમાર શત્રુઘ્નનું હૈયું પણ શોકથી વિંધાઈ ગયું. કૈકેયી એમને આશ્વાસન દેવા લાગી: " ઊઠ, ભરત, તારા જેવાને આવો શોક કરવો શોભે નહિ." ભરતે કહ્યું: "અરે, પિતાજી રામનો અભિષેક કરતા હશે કે યજ્ઞ કરતા હશે એમ જાણી અમે હોંસભેર મુસાફરી કરીને આવ્યા અને અહીંઆં તો એથી ઉલટું જ નીકળ્યું. રામ ખરા ભાગ્યશાળી કે પિતાને તેમણે અગ્નિસંસ્કાર કર્યો. માતાજી, રામને અમારા આવ્યાની ખબર અપાવો. રામ એ જ અમારે હવે પિતાને સ્થાને છે. એમની સેવા કરીને અમે રાચશું. પણ માતાજી, પિતાજીને શો વ્યાધિ થયો હતો ? એમણે દેહ છોડતી વખતે શું કહ્યું હતું તે તો કહો."

કૈકેયીએ કહ્યુ: "તારા પિતાજીએ હે રામ, હે લક્ષ્મણ, ઓ સીતા, એ શબ્દો બોલતાં બોલતાં પ્રાણત્યાગ કર્યો."

ભરતને બીજું વાગ્બાણ વાગ્યું. " હેં, માતાજી, એમ કેમ ? શું એ બધાં તે વખતે નહોતાં ?"

" ના. રામ તો વલ્કલ ધારણ કરી વનમાં ગયા છે.સીતા અને લક્ષ્મણ પણ એની સાથે ગયાં છે."

ભરત આભો બન્યો. ભાઈના ચારિત્ર વિષે એને ઘડીવાર શંકા આવી ગઈ. રઘુકુળનો કુમાર ભરજુવાનીએ વનમાં કેમ જાય ? " માતાજી, રામ વનમાં ગયા ! કેમ ? એમણે કોઈ બ્રાહ્મણનું ધન તો લૂંટી નથી લીધું ? કે કોઈ નિર્દોષ ગરીબને માર્યો તો નથી ? રામને વનમાં કેમ જવું પડયું ?

અને સીતા તથા લક્ષ્મણ એમની સાથે ગયાં ! આ બધું શું બની ગયું ?"

કૈકેયીએ બધું વૃત્તાંત અથથી ઇતિ સુધી અક્ષરે અક્ષર કહી સંભળાવ્યું. વચ્ચે વચ્ચે પોતાની ચતુરાઈનાં ભભકદાર વર્ણનો કર્યાં, અને ભરતનો હાથ ઝાલીને તેને ઉઠાડતી મલકતે મોઢે બોલી: "ચાલ, ઊઠ, આ રાજ્ય હવે તારૂં છે. તું રાજ્યની લગામ હાથમાં લેવાને તૈયાર થઈ જા. શત્રુઘ્ન, તું પણ ભાઈની સાથે સત્તા મ્હાલવા તત્પર થા."

ભરતે માનો હાથ તરછોડી નાખ્યો. પિતાના મરણનું અને રામને વનવાસનું કારણ કૈકેયી છે એમ જાણીને કૈકેયી પર તેને કાળ ચડયો હતો. શત્રુઘ્ન તો કમરે ખોસેલું ખડ્ગ કાઢીને કૈકેયીનો વધ કરવા જતો હતો, પણ ભરતે તેને વાર્યો અને સ્ત્રીહત્યા કરતાં અટકાવ્યો.

ભરતશત્રુઘ્નને આવ્યા સાંભળી મંથરા મલકાતી મલકાતી લાકડીનો ટેકો લઈને વધામણી ખાવા ચાલી. એને તો આ આનંદના દિવસો હતા એટલે નવાં નવાં લુગડાં અને ઘરેણાં પહેરીને ફરતી હતી. કૈકેયીના બારણા આગળ આવી ત્યાં જ દ્વારપાળે એને ઝાલી ને અંદર શત્રુઘ્ન પાસે લઈ ગયો. આ સઘળી ઉપાધિ ઉભી કરનાર દુષ્ટાને જોઈ શત્રુઘ્ન તેના તરફ દાંત કચકચાવીને ધાયો અને ગડદાપાટુનો પ્રસાદ સારી પેઠે જમાડયો. મંથરા ચીસેચીસ પાડવા લાગી. શત્રુઘ્ને એની ચીસો તરફ કાન ન દેતાં એને દોરડાથી બંધાવીને ઘસડતે ઘસડતે લઈ જઈને એક ઓરડામાં પુરાવી દીધી.

ભરતને હવે કૈકેયી માતા નહિ પણ એક દુષ્ટ, લોભી અને હત્યારી સ્ત્રી ભાસવા લાગી. તે તડુકીને બોલ્યો: “હે દુષ્ટ ગોઝારી પતિઘાતક સ્ત્રી, તું મારી મા કહેવાવાને લાયક નથી. તું ધર્માત્મા અશ્વપતિની દીકરી પણ નથી. તારે આળ્યે આ પવિત્ર રઘુકુળનો નાશ થવા બેઠો છે. તારે પાપે આખું અયોધ્યા નિરાધાર થઈ ગયું છે. રાજ્યને લોભે તેં સત્યાનાશ વાળ્યું છે. તારૂં લીધું રાજ્ય મારે શા કામનું છે? મારે તો હવેથી તારૂં નીચનું મોઢું પણ જોવું નથી. પડી રહેજે તું હવે તારા અંધારા ઓરડામાં અને સડયા કરજે ત્યાં. કોઈ તારા સામું પણ જોનાર નથી.”

ક્રોધથી બળ્યાજળ્યા બે ભાઈઓ કૈકેયીને તરછોડી કૌસલ્યા પાસે ગયા, તેને પ્રણામ કર્યા અને પોતાનું હૈયું ખાલી કરી કૈકેયીના દુષ્કૃત્ય માટે માફી માગી. કૌસલ્યાએ તેમના ક્રોધાગ્નિ પર પોતાની મધુર વાણીરૂપી જળ છાંટી તેને જરા ટાઢો પાડ્યો અને ત્રણે જણ હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યાં. એવામાં વસિષ્ઠ, સુમંત્ર, મંત્રીઓ, વગેરે આવી પહોંચ્યા. તેમણે પણ ભરતશત્રુઘ્નને બનતી ધીરજ દીધી.

(સીતાહરણ)



## પરશુરામનો શાપ

"બેટા, તું શું કરે છે? આજે કેમ મારી પાસે બેસતો જ નથી?" આશ્રમના ઓટલા પરથી ગુરુએ પૂછ્યું.

"મહારાજ, આ થોડાક અંગારા હજી સળગતા રહી ગયા છે તે ઠારી નાખું છું. લો, આ આવ્યો." કહી કર્ણ પરશુરામની પાસે બેઠો.

"બેટા, મારી સામું તો જો. તું કાલે સવારમાં જ જવાનો છું તેથી મારા મનમાં શું થઈ જતું હશે તેનો વિચાર તને આવે છે?

"કેમ ન આવે? આપે મારા પર જે અસાધારણ કૃપા કરી મને વિદ્યા શીખવી છે તેનો બદલો હું ક્યારે વાળી શકીશ?

"એવું એવું આજે ન બોલ. હું જાતનો બ્રાહ્મણ છું. વિદ્યાના બદલાનો વિચાર સરખો મારા લોહીમાં નથી. તું બ્રાહ્મણપુત્ર મારી પાસે રહી આટલું શીખ્યો એ જ મારો બદલો. પણ ના, ના....

કર્ણ પરશુરામ સામે જોઈ બોલ્યો: "બાપુ, કહોને, કેમ અટકી ગયા?"

"ના, ના ......."

"કહો, જે કહેવું હોય તે."

"એક જ કહેવું છે. સાંભળીશ? થરથરે છે શા માટે? તારી આંખમાં આ વિહ્વળતા શા માટે? તારા મોં પરથી લોહી શા માટે ઉતરી જાય છે?"

"એ તો આપને અમસ્તું એમ લાગે છે. મને કશું નથી. આપ સુખેથી કહો."

"એક જ કહેવું છે. જો મારો સાચો શિષ્ય હોય તો ક્ષત્રિયોનું બીજ પૃથ્વીમાંથી કાઢી નાંખજે."

"બાપુ!"

"બાપુ નહિ, પણ ક્ષત્રિયોનો કાળ. જો આ મારો પરશુ. આ પરશુથી મેં એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી કરી. મારૂં નામ સાંભળે ત્યાં ક્ષત્રિયાણીઓના ગર્ભપાત થાય એવો મારો ત્રાસ."

"છતાં, બાપુ, ક્ષત્રિયો રહ્યા તો ખરા."

"હા, રહ્યા એ જ મને સાલે છે. એકવીસ એકવીસ વખત ક્ષત્રિયોનાં કુળોનાં કુળોનો ઉચ્છેદ કરી નાખ્યો, અને દાવાનળ આખા જંગલોનાં જંગલોને ભસ્મ કરી નાખે તેમ તેમનો હ્રાસ કર્યો, છતાં તેમનું બીજ તો રહ્યું તે રહ્યું જ."

"બાપુ."

"સાંભળ. એકવીસ એકવીસ વાર મેં ધાવણાં ક્ષત્રિય બાળકોનાં માથાં ઉડાવી દીધાં, એકવીસ એકવીસ વાર મેં જુવાન ક્ષત્રિયાણીઓને રંડાપા આપ્યા; એકવીસ એકવીસ વાર મેં લોહીના મોટા કુંડો ભર્યા અને છતાંએ ક્ષત્રિય બીજ તો નાબુદ ન જ થયું ત્યારે હું હાર્યો. મને થઈ ગયું કે ક્ષાત્રપણું નાબુદ કરવામાં હું જગતના ઈશ્વરી સંકેતની વિરુદ્ધ ચાલું છું,

એટલે મારો પરશુ લાવીને આ પર્ણકુટીમાં ટાંગી દીધો અને મારૂં મન તપશ્ચર્યામાં લગાડયું.

"બાપુ, તો પછી ક્ષત્રિયોનું બીજ કાઢી નાખવાની આજ્ઞા મને શા માટે ?"

"બેટા, તું માનવ હૃદયને ઓળખતો નથી એટલે જ આવું પૂછે છે. આ પરશુ ટાંગી દીધો એટલે મારો દાહ શમી ગયો એમ તું સમજે છે ? ના, ના. એમ હોત તો તો તને આ રહસ્યવિદ્યા હું આપત જ નહિ. તો તો એ વિદ્યા કોઈને હાથ ન લાગે એટલી ઉંડી મેં ક્યારનીએ દાટી દીધી હોત."

"હું ક્ષત્રિય હોત તો આપ આ વિદ્યા મને આપત ખરા કે ?"

"એ તો તું જ કહે ને ? શુદ્ધ બ્રાહ્મણપુત્ર સિવાય બીજા કોઈને નહિ. બીજો આવે તો બાળીને ભસ્મ કરી નાખું. પણ તું તો બ્રાહ્મણ. નીચું શા માટે જુએ છે ? બ્રાહ્મણ-જન્મ એ તો જગતમાં સર્વશ્રેષ્ઠ છે. તને જોઉં છું ત્યારે મને થાય છે કે તું મારાં અધુરાં વેર પુરાં કરશે."

"બાપુ આપ ખૂબ તપી ઊઠયા છો તે જરા શાંત થાઓ. પછી આપ જે કહેશો તે કરવા હું તૈયાર છું"

"તું આવ્યો ન હતો ત્યારે હું શાંત જ હતો ના ? એક મંગળ દિવસે તું આવી ચડયો. તે દિવસે તેં કહ્યુ હોત કે હું ક્ષત્રિય છું તો હું શાંત જ રહેત; તે દિવસે તેં

જણાવ્યું હોત કે હું વૈશ્યપુત્ર છું તો હું શાંત જ રહેત; તે દિવસે તેં કહ્યું હોત કે હું શૂદ્રપુત્ર છું તોએ હું શાંત જ રહેત. પણ તે કહ્યું હું બ્રાહ્મણપુત્ર છું એટલે મારા હૃદયના અંગારા પર રાખ વળી હતી તે આપોઆપ ઊડી ગઈ અને હું ભભુકયો. એ ભભકના માર્યાં મેં તને વિદ્યા શીખવી. તું મારા જેવો કટ્ટો બ્રાહ્મણ બનીશ એ આશાએ તો મેં મારૂં હૃદય નિચોવીને તને આપી દીધું; અને તું મારી વિદ્યાનો બરાબર ઉપયોગ કરીશ એ શ્રદ્ધાથી તો કાલે તને વળાવીને હું નિરાંતે ઊંઘીશ."

"બાપુ, આપ અસ્વસ્થ છો તો જરા આરામ લો. પછી મને જે કહેવું ઘટે તે કહેજો."

આરામ તો કાલે લેવો જ છે ના? નહિતર તો જેના હાથ લોહીથી ખરડાએલા છે તે મને આ જન્મે આરામ કેવો? આરામ છે મારા હાથને, આરામ છે મારા પગને, આરામ છે મારા પરશુને; નથી આરામ એક મારા આત્માને! આત્માને આરામ તો તું આપીશ તો મળશે."

"બાપુ, ઘડીભર તો સૂઈ જ જાઓ. નહિતર હું આ ચાલ્યો. આપ આટલા બધા અસ્વસ્થ થાઓ છો તે મારાથી જોવાતું નથી."

"ઠીક લે ત્યારે."

"અહીં આપ મારા ખોળામાં જ સૂઈ જાઓ."

*  *  *

" બેટા, બેટા, મને ફોસલાવ નહિ. તું બ્રાહ્મણ જ છે. તારા દેહ ઉપર ગાયત્રીનું તેજ છે. મને એક વાર ફરીથી કહે કે હું બ્રાહ્મણ છું એટલે બસ. મારે બીજું કશું નથી જોઈતું."

" તું જરાએ કંજુસ નથી એ તો મને ગમતું જ નથી. તારી ઉદારતા જોઈને મને પણ આશ્ચર્ય જ થાય છે! પણ વળી થાય છે કે બ્રાહ્મણોએ આખી પૃથ્વી ક્ષત્રિયોને અર્પણ કરી દીધી તે ઉદારતા કયાં ઓછી હતી?"

" તારૂં મોઢું બ્રાહ્મણ જેવું છે. તારી કાંતિ કેટલી બધી મોહક છે! તારાં કવચકુંડળ કોઈ બ્રાહ્મણની ઉપાસનાનું ફળ છે. તું બ્રાહ્મણ જ છે. પરશુરામની વિદ્યા બ્રાહ્મણ સિવાય બીજો પચાવી ન શકે."

કર્ણના ખોળામાં પરશુરામનું માથું હતું. પરશુરામ અર્ધ ઊંઘમાં, અર્ધ જાગૃતિમાં પોતાના અંતરને વ્યક્ત કરી રહ્યા હતા. કર્ણ ધીકે હાથે પરશુરામના શરીરને પંપાળતો હતો.

એવામાં પરશુરામ એકાએક ઊઠયા, અને પોતાની પીઠ નીચે જોયું તો લોહીની સેર ચાલે!

" બેટા, આ શું? આ લોહી કયાંથી? તારા પગમાં આ શું છે?"

કર્ણ ઉભો થયો. તેના શરીરમાં કંપ હતો; તેની આંખો વિહ્વળ હતી; તેની વાણી ભયભીત હતી.

" બાપુ...."

" આ લોહી કયાંથી?"

"બાપુ, આપ સૂઈ ગયા પછી અહીં એક ભમરો ફરતો ફરતો આવ્યો."

"પછી?"

"પછી તે ભમરો મને સાથળમાં કરડ્યો."

"પછી તેં એને ઉડાડી કાં ન નાખ્યો?"

"મેં તેને ઉડાડવાની ઘણી મહેનત કરી જોઈ પણ એ તો મારા સાથળને કોતરીને ઊંડો ઊંડો ઉતરવા લાગ્યો, તે જુઓ આ સાથળને સોંસર વીંધ પાડી દીધો."

"સોંસર વીંધ અને છતાં તું ન બોલ્યો, ન ચાલ્યો?"

"આપના આરામમાં ભંગ પડે તેથી હું એમનો એમ બેસી રહ્યો."

પરશુરામ સાંભળી રહ્યા. તેમનું મન ઊંડું ઉતરી ગયું. ક્ષણભર તેમની આંખો પર પોપચાં પડી ગયાં. ઘડીક પછી તેમની આંખો ઉઘડી; એ આંખોમાંથી અંગારા વરસું વરસું થઈ રહ્યા હતા.

"સાચું બોલ, તું કોણ છે?"

"મહારાજ, આમ કેમ પૂછો છો? હું આપનો શિષ્ય."

"પણ તારી જાત શી?"

"બ્રા....હ્મ....ણ."

"સાચું બોલ તું બ્રાહ્મણ નથી, જલદી કહી દે. નહિ-તર હમણાં બાળીને ભસ્મ કરી દઈશ."

કર્ણ હબકી ગયો. તેના આખાએ શરીરે પરસેવો વળવા માંડ્યો; તેની આંખે અંધારાં આવવા લાગ્યાં;

તેનાં ગાત્રો શિથિલ થઈ ગયાં; તેનું ગળું રૂંધાવા લાગ્યું; તેની જીભ ભાષાને જ જાણે ભૂલી ગઈ.

"જલદી જવાબ આપ, નહિતર........"

"મહારાજ, હું સારથિપુત્ર કર્ણ છું."

"હેં હેં, સારથિપુત્ર? ધિક્કાર છે તને. તેં મારી બ્રહ્મવિદ્યાને અભડાવી. તેં મને ભારે છેતર્યો. હું બ્રાહ્મણ-પુત્ર છું એમ કહેતાં તારી જીભ તૂટી કેમ ન પડી?"

"મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો. અર્જુન તરફ વૈરબુદ્ધિથી પ્રેરાઈને હું આપની પાસે આવ્યો. આપની કૃપાને હું કદી નહિ વીસરૂં."

"અને હું પણ મોટો મૂરખ કે તું બ્રાહ્મણપુત્ર છે એમ માન્યા જ કર્યું. આજે મને સ્પષ્ટ દેખાય છે કે તું બ્રાહ્મણપુત્ર હોય જ નહિ."

"મહારાજ, મને માફ કરો. મારી ભૂલ માટે મને ક્ષમા કરો."

"કર્ણ, તું ઠીક કહે છે. ક્ષમા આપવી એ મારો બ્રાહ્મણનો ધર્મ છે એ પણ હું સમજું છું. માણસ વૈર-બુદ્ધિથી પ્રેરાય ત્યારે એ વૈરને તૃપ્ત કરવા માટે શું શું કરે તે પણ મને સમજાય છે. પણ આટલાં વર્ષો પછી મને એક અધિકારી બ્રાહ્મણ શિષ્ય મળ્યો એ ઉપર મેં આશાના મહેલો બાંધ્યા હતા તે બધા આજે તૂટી પડે છે, તેનો મને આઘાત થાય છે. એકવીસ વાર પૃથ્વીને ઉજ્જડ કરીને હું અહીં આવ્યો ત્યારે જીવન આખું વેરાન જણાતું હતું, તે તું આવ્યો ત્યારે ઘડીભર લીલું થયું. પણ નહિ,

જગતના ઈશ્વરી સંકેતની વિરુદ્ધ આશા રાખનારા લોકોની આશાઓ આ પ્રમાણે જ તૂટવી જોઈએ એમ મને સમજાય છે.”

“ મહારાજ, મને માફ કરો. કાલને બદલે હું આજે જ વિદાય લઉં છું.”

“ કર્ણ, કર્ણ, માફ કરવાનું મન તો ઘણુંએ થાય છે પણ કરી શકતો નથી. મેં તને વહાલા દીકરા જેમ રાખ્યો છે; રાતના તું ઊંઘમાં હો ત્યારે તારા કાનમાં મારાં રહસ્યો રેડયાં છે; આ બધું મારૂં વૈર તૃપ્ત કરવા માટે. તું ન આવ્યો હોત તો આજ સુધીમાં તો હું તપશ્ચર્યામાં કેટલોએ આગળ વધ્યો હોત.”

“ પ્રભો, મને કોઈ રીતે માફ કરો.”

“ માફ તો છે જ તને દીકરો ગણ્યો ત્યારથી.”

“ તો પ્રભો આશીર્વાદ આપો એટલે ચાલતો થાઉં.”

“ શાપ માન કે આશીર્વાદ માન, મારા દીલમાંથી એક જ વાત બહાર આવે છે. મારી આપેલી વિદ્યાને તું અંત સમયે ભૂલી જઈશ.”

“ પ્રભો ! ક્ષમા, ક્ષમા, આપને આ ન ઘટે.”

“ કર્ણ, સાંભળ. તારો કાળ આવશે ત્યારે રણભૂમિ પર તારા રથનું પૈડું પૃથ્વી ગળવા લાગશે અને તારી વિદ્યા સરી પડશે.”

“ પ્રભો, બસ કરો, બસ કરો. હવે હદ થઈ.”

“ જા, સુખેથી તારે ઘેર જા. મારૂં દીલ પણ આજે હળવું થાય છે. જે વૈરને મેં આજ સુધી વહાલા દીકરાની જેમ સેવ્યું છે તે વૈરે જ મારા આખાએ જીવનને ખારૂં

કરી નાખ્યું છે. મને આશા હતી કે એ વૈરનો વારસો તને સોંપીને હું જંપીશ. પણ એવો જંપ પ્રભુ કોને આપે છે? આજે જેમ તને વળાવું છું તેમ આ વૈરને પણ વળાવું છું. કર્ણ, મારામારીથી અને કાપાકાપીથી હૃદયની અને વિશ્વની શાંતિ શોધનારા તમામ લોકોને જણાવજે કે પરશુરામે એવી શાંતિના બાચકા ભરી જોયા છે અને પરિણામે અશાંતિ જ મળી છે. તારે પણ અર્જુનને મારવો છે ત્યાંસુધી આ વાત નહિ સમજાય. પણ યાદ રાખજે; તારા દુર્યોધનને, તારા દુઃશાસનને, અર્જુનને, ભીમને, ખુદ યુધિષ્ઠિરને પણ આ વાત સમજ્યે જ છુટકો છે. પછી તે આજે સમજાય કે મારી માફક લોહીમાં હાથ ખરડ્યા પછી."

"બાપુ, રજા લઉં છું. મારા પર અમીદૃષ્ટિ રાખશો."

"અમીદૃષ્ટિ તારા પર અને મારા પર પ્રભુની. તને અહીં લાવીને મારા હૃદયનું અંધારૂં દૂર કરવાનો પ્રભુનો આશય હશે. જા, તારી રાધા વાટ જોતી હશે."

---

## કર્ણ દાનેશ્વરી

કર્ણ પોતાના લતામંડપમાં ઉભો ઉભો જપ કરતો હતો. માથે સૂર્યનારાયણ તપતા હતા. માણસે આવીને કહ્યું: "મહારાજ, દરવાજે કોઈ બ્રાહ્મણ આવીને ઉભો છે તે અંદર આવવાની રજા માગે છે."

કર્ણના મોં પર આનંદ ઝળકયો; તેના શરીરમાં નવું જોર આવ્યું. "જાઓ, એ મહાત્માને લઈ આવો."

થોડી જ વારમાં કર્ણના આસનની પડખે એક બ્રાહ્મણ ખડો થયો. તેનું શરીર નાનું હતું, તેની આંખોમાં ચપળતા હતી, તેના ઉઘાડા ખભા પર જનોઈ હતું, ડોકમાં રુદ્રાક્ષની માળા હતી, હાથમાં નાનું એવું કમંડળ હતું.

"પધારો, પધારો, મહારાજ."

"કર્ણ !"

"શી આજ્ઞા છે, મહારાજ? આપ મારી સન્મુખ પધારો એટલે આપનાં દર્શન તો પામું."

"રાજન, સન્મુખ તો પછી આવું; તું મને હું માગું તે આપવાનું વચન આપ પછી." બ્રાહ્મણ બોલ્યો.

"મહારાજ, આપ નથી જાણતા કે હું મધ્યાહ્ન સુધી જપ કરું તે દરમિયાન કોઈ પણ બ્રાહ્મણ આવીને હરકોઈ માગણી કરે તે હું અવશ્ય સ્વીકારું છું."

"મેં તારા માટે આવું આવું ઘણુંએ સાંભળ્યું છે એટલે તો આટલે દૂર આવ્યો છું."

"બોલો, મહારાજ, શી ઇચ્છા છે?"

"ઇચ્છા? આમ ગણે તો જરાએ મોટી નથી. છતાં મને ભય રહે છે કે મારી ઇચ્છા તૃપ્ત નહિ થાય."

"એમ? આપને એમ છે કે કર્ણ પ્રતિજ્ઞાનો ભંગ કરશે?"

"મને ભય છે."

"તો આપ કર્ણને ઓળખતા નથી. કર્ણનું વચન મિથ્યા થશે તે દિવસે તો સૂર્ય પશ્ચિમમાં ઊગશે. આપ માગો."

"માગું? મને થાય છે કે હું પાછો જ જાઉં. તું સુખી રહે."

"ના ના, માગો; જરાએ અચકાઓ નહિ."

"કર્ણ, લે માગું. આ તારાં કવચ અને કુંડળ ઉતારી આપ." બોલતાં બોલતાં બ્રાહ્મણનું મોં કાળું પડી ગયું અને શરીરે પરસેવો છૂટયો.

કર્ણના મોં પર હાસ્ય છવાઈ રહ્યું; તેનાં રોમાંચ ખડાં થયાં અને તે કવચકુંડળને ઉતરડવા લાગ્યો. સર્પને કાંચળી ઉતારતાં કેટલી વાર? શરીર આખે ઉઝરડા થયા; શરીર આખે લોહીની ધારો ચાલી. આકાશમાં સૂર્યનારાયણે એક નાનુંશું વાદળું ઓઢી લીધું. મંડપનાં પક્ષીઓ કલમધુર ગાવા લાગ્યાં. લતાઓએ પુષ્પો વેર્યાં અને જોતજોતામાં કવચકુંડળ બ્રાહ્મણના હાથમાં આવ્યાં.

"લો મહારાજ, આ કવચકુંડળ. હવે તો પડખેથી સામા આવો."

"મને શરીરે ઠીક નથી એટલે આ કવચકુંડળ લઈને જવા દે. મારે સન્મુખ નથી આવવું."

બ્રાહ્મણે વિદાય લીધી. કર્ણ તેની પાછળ પાછળ જોતો જોતો બેઠો. પેલો બ્રાહ્મણ થોડે દૂર ગયો અને અટકયો. તે નીચી આંખે છાનોમાનો કર્ણની સામું જોતો હતો.

"મહારાજ, કેમ ઉભા રહ્યા? કાંઈ બીજી ઇચ્છા છે?" કર્ણે પ્રશ્ન કર્યો.

"આ દરવાજો બંધ છે."

" હું અહીંથી દરવાજો દેખું છું તે ઉઘાડો છે. આપ ખુશીથી પધારો. કોઈ રોકનાર નથી."

બ્રાહ્મણ તો વળી બે ડગલાં ચાલીને ઉભો.

" કેમ મહારાજ, આપ સુખેથી જાઓ."

" રાજન, મારા પગમાં ચાલવાનું જોર નથી રહ્યું."

" મહારાજ, આપને જ્યાં જવું હશે ત્યાં મારો રથ મૂકવા આવશે."

કર્ણે રથનો હુકમ કર્યો કે તરત જ રથ હાજર થયો. પણ બ્રાહ્મણ તો ઉભો જ રહ્યો.

" મહારાજ, હવે પધારો. રથ તૈયાર છે.

બ્રાહ્મણના પગ રથ પર ચડવાને બદલે કર્ણ તરફ વળવા લાગ્યા. ફરી વાર તે કર્ણની પાસે આવીને નીચે મોંએ ઉભો રહ્યો.

" કેમ મહારાજ, હજી કાંઈ આજ્ઞા છે ?"

" હા એક આજ્ઞા છે. તું મારી પાસેથી કાંઈ માગ."

" મારા માટે આપનો આશીર્વાદ બસ છે. આપ મારી સન્મુખ પણ ઉભા રહેતા નથી એટલાં મારાં હું કમભાગ્ય સમજું છું."

" કમભાગ્ય તો મારાં છે, બાપુ. તેં મને ઓળખ્યો નથી."

" મેં આપને બરાબર ઓળખ્યા છે. આપ અર્જુનના પિતા ઇંદ્ર છો."

" કર્ણ, કર્ણ, તેં તો હદ કરી. હું ઇંદ્ર છું એ કેમ ખબર પડી ?"

“આપ જેમ અર્જુનના પિતા છો તેમ સૂર્યભગવાન મારા પિતા છે તે આપ જાણો છો. આપ અર્જુનના કલ્યાણની ચિંતા રાતદિવસ કરો છો તેમ જ તે મારી ચિંતા કરે છે. આપ બ્રાહ્મણને વેષે મારી પાસે કવચકુંડળ માગવા આવવાના છો એમ સૂર્યભગવાને હજી કાલે જ મને સ્વપ્નમાં જણાવ્યું હતું.”

“બેટા કર્ણ, તું આ શું બોલે છે?”

“દેવરાજ, હું સાચું બોલું છું. એ દિવસ પછી જે મોટો રણયજ્ઞ થવાનો છે તેમાં અર્જુનનો વિજય જ થાય એ માટે આપ આ કવચકુંડળ માગી ગયા છો એ મારી જાણમાં છે.”

“કર્ણ, તું આ શું બોલે છે? હું ઇંદ્ર છું એ પણ તું જાણતો હતો? હું આ અર્જુનને માટે લઈ જાઉં છું એ પણ તું જાણતો હતો?”

“એ તમામ મને સૂર્યભગવાને જણાવ્યું છે.”

“અને છતાંએ તેં શા માટે આપ્યાં? યુદ્ધમાં તને પણ વિજયની આશા તો હશે જ.”

“હશે નહિ, છે જ. એ વિચારે તો મારે આપને ના જ પાડવી પડે. મારા પિતા સૂર્યભગવાનની પણ મને એવી જ સલાહ હતી. પણ હું તો કર્ણ. એક વાર મેં પ્રતિજ્ઞા કરી કે જપકાળે આવેલ બ્રાહ્મણ ખાલી હાથે પાછો ન જાય તે ન જ જાય.”

“સૂર્યનારાયણે તો તને ના પાડી હશે.”

એ તો પાડે જ. આપ અર્જુનને માટે આટલી જહેમત

ઉઠાવી રહ્યા છો, ખોટો વેષ લીધો છે, ખોટું બોલો છો, એટલે પિતાના હૃદયને મારા કરતાં તો આપ વધારે ઓળખો."

"કર્ણ!" દેવરાજ પગે પડતાં બોલ્યા: 'કર્ણ, તું નમસ્કારને યોગ્ય છે. સાચું બોલી દઉં? હું પહેલવહેલો તારી પાસે આવ્યો ત્યારે હું તારે પડખે ઉભો હતો. તારી સન્મુખ ઉભા રહી તારૂં તેજ ઝીલવાની મારામાં તાકાત ન હતી."

"હવે આપ સુખેથી પધારો. રથ તૈયાર છે."

"કર્ણ, તું એમ માને છે કે મારા પગ દુખતા હતા એટલે હું જતો ન હતો, યા તો દરવાજો બંધ હતો? દરવાજો તો આજે અંદરનો પણ ઉઘડી ગયો છે."

"ત્યારે આપ કેમ જતા ન હતા?"

"જવાય શી રીતે? આ તારાં કવચકુંડળ ઉતાર્યાં ત્યારથી મારા હૃદય પર કેટલો બધો અસહ્ય બોજો થઈ પડયો છે તેની તને શી ખબર પડે? પારકાનું આખું જીવતર માગીને ચાલી નીકળવું કેવું ભારે છે એનો અનુભવ લેવો હોય તો મારી પાસે આવ ને જો. દૈત્યને હણનારો ઈંદ્ર આજે એક ડગલું પણ આગળ મૂકી શકતો નથી."

"દેવરાજ, મને શરમાવો નહિ."

"કર્ણ, એક વાત પૂછું?"

"જરૂર પૂછો."

"કવચકુંડળ ઉતરડતી વખતે મનમાં જરાએ સંકોચ થયો હતો કે નહિ?

"સંકોચ શાનો? સંકોચ તો થવો હોય તો આપને

થાય, મને શા માટે થાય? મેં તો સૂર્યનારાયણને પણ જણાવી દીધું હતું કે ઇંદ્ર જેવા મારે આંગણે બ્રાહ્મણ થઈને માગવા આવે તેવું મારૂં અહોભાગ્ય ક્યાંથી?

"કર્ણ, તારાં વચનો સાંભળું છું તેમ તેમ મારા દેહમાં દાહ થાય છે. તને એમ ન થયું કે આ કવચકુંડળ જશે તો હું અર્જુન સામે ટકી નહિ શકું? એ વિચારથી પણ તેં ના ન પાડી?"

"અર્જુનની સાથે તો આજે જ મેં લડી લીધું એમ સમજો. અર્જુન હાર્યો છે. જ્યાં દેવોના રાજાને પોતાને અર્જુનને વિજય અપાવવા માટે મારા જેવાનાં કવચકુંડળ ભીખવાં પડે ત્યાં જ અર્જુનનો પરાજય છે. ભલે પછી સંગ્રામમાં તેનો દેહ મારા કરતાં વધારે ટકે. આપ સુખેથી પધારો. અર્જુનને કહેજો, કે લે આ હું તારા માટે વિજય લઈ આવ્યો છું; હવે કર્ણનો દેહ અભેદ્ય નથી રહ્યો એટલે તારાં બાણો કામ કરશે."

"કર્ણ, મારી એક વિનતિ સાંભળીશ?"

"આજ્ઞા કરો."

"આજ્ઞા તો આજ્ઞા. તું મારી પાસેથી કાંઈ માગ."

"માગું એક આપના આશીર્વાદ."

"એ ઉપરાંત કંઈ માગ."

"આપની પાસેથી બીજું કશું માગવાનું મન નથી."

"તું ન માગે ત્યાંસુધી મારાથી જવાશે નહિ. કોણ જાણે શું પણ કોઈ મને અહીં રોકી રાખે છે. મારાથી ડગલું દેવાતું નથી. મારા દીલમાં કોણ જાણે શું શું થઈ રહ્યું છે. તું કાંઈક માગ."

"એમ હોય તો આપ જે આપવું ઘટે તે આપો."

"ના ના, એમ નહિ. તું માગ તો મારા જીવને શાંતિ વળે."

"તો ત્યારે સૂર્યનારાયણે સૂચવ્યું છે તે માગું? આપની પાસે અમોઘશક્તિ છે તે આપ મને આપો."

"કર્ણ, ઠીક સંભાર્યું. લે આ મારી અમોઘશક્તિ. હાશ, તેં ઠીક માગ્યું. આ અમોઘશક્તિનો એવો નિયમ છે કે તું જેના પર તેનો પ્રયોગ કરે તે એક માણસ તો મરે જ મરે; પછી તે ગમે તે હોય. ફક્ત તારાથી એક જ વાર એનો પ્રયોગ થઈ શકશે." કહી ઇંદ્રે કર્ણને અમોઘશક્તિ આપી.

"બેટા, હવે આ કવચકુંડળનો ભાર હલકો થયો. હવે હું જઈ શકીશ. મેં તારાં કવચકુંડળ ઉતરડાવ્યાં એ વિચાર તો હજીએ મને સાલે છે; પણ તને આટલુંએ હું આપી શકયો તેથી મને નિરાંત વળે છે. આ અમોઘશક્તિનો ઉપયોગ તો તું અર્જુનની સામે પણ કરી શકે છે. ગમે તે એક જણની સામે અને એક વાર. લે હવે હું જાઉં છું. પરમાત્મા તારૂં કલ્યાણ કરો."

ઇંદ્ર કર્ણનાં કવચકુંડળ લઈ રસ્તે પડયા અને કર્ણ અમોઘશક્તિ લઈને મહેલમાં ગયો.

(સૂતપુત્ર કર્ણ)

---

## સ્વપ્નો વેચનાર

તે જ ક્ષણે તેનો ભૂલોકનો પતિ, પેલો રાજા, પોતાના મહેલના દિવાનખાનામાં બેઠો બેઠો તેનું સ્મરણ કરતો હતો,

ભૂતકાળના સ્વપ્નમાં ઝોકાં ખાતો હતો, ને મોં આગળ વાદ્ય કરતા ગાયકોના સૂર સાંભળતો હતો. વાદ્યમાં ને વાદ્યમાં ભોગજોગે એક એવા રાગ પર તેઓ ચડી ગયા, કે તે સાંભળતાં જ વિખ પાએલી સોય પેસી ગઈ હોય તેમ તેનું હૈડું વિંધાઈ ગયું; કેમકે એ રાગ તેની વિદેહ રાણીને અતિ-પ્રિય હતો. તેની આંખમાં આંસુ જોસભેર ભરાઈ આવ્યાં, અને પ્રેમોત્કંઠા તથા ઘોર નિરાશાથી અંધારાં આવ્યાં. તે સફાળો ઉભો થઈ ગયો, અને મેઘનાદે બોલી ઊઠયો: જાઓ, ટળો, અહીંથી, દુષ્ટો ! મારા હૃદયને દ્વિધા કરવા બધા સંપીને આવ્યા છો કે શું ? તરત જ, પેલા બિચારા ગાયકો બીકથી ગાતા રહી ગયા, અને તેનો ક્રોધાવેશ જોઈ સસલાં-ની પેઠે દોડી ગયા, અને ત્યાંથી બધાએ નાસવા માંડયું; એવામાં રાજગૃહના પુરોહિતે આવી સવિનય કહ્યું: મહારાજ, હજુર આગળ જવાહીર રજુ કરવાને કેટલાક ઝવેરીઓ નિર્દિષ્ટ સમયે આવી બહાર ઉભા છે.

નિસાસો નાખી રાજા બોલ્યો: એમના જવાહીરને મારે શું કરવું છે ? છતાં, કંઈ નહિ; બધાને અંદર આવવા દો.

એકદમ બધા ઝવેરીઓ અંદર આવ્યા, અને દરેકે પોતાનો માલ રાજા આગળ ધર્યો. રાજા આમતેમ ફરવા લાગ્યો, અને દુઃખથી મનમાં બોલ્યો: હવે સુખ તે દુઃખરૂપ છે, અને હર્ષ તે શોકરૂપ છે. કારણ કે ભારથી હાલી ચાલી શકાય નહિ ત્યાંસુધી જેની દેહલતા પર આ બધાં રત્નો હું પહેરાવત, તે મારી પ્રિયા દુર્મિળ છે, તો પછી મારે રત્નોનો શો ખપ છે ? પછી જાણે મરડાટમાં તેણે રત્નો

લીધાં અને પોતે પહેરવા માંડયાં. ઝવેરીઓનાં બધાં જ રત્નો લઈ તેણે પોતાને આખે શરીરે લટકાવ્યાં, અને ભભકભર્યાં જવાહીર, લીલમ અને માણેક, મોતી અને યાકૂત, હીરા અને નીલમ, અને બીજાં બધાં રત્નોનો ભાર પોતાને શરીરે ભર્યો. તેથી તે જાણે સેંકડો રંગથી ચળકવા લાગ્યો અને રત્નાકરનો મૂર્તિમંત લુંટારો હોય એમ દેખાયો.

આ પ્રમાણે એક પછી એક ઝવેરીનાં રત્ન લઈ શરીરના ભારમાં ઉમેરો કરતાં કરતાં તે એકાએક એક બુઢ્ઢા ઝવેરી પાસે આવી પહોંચ્યો. તે બધા ઝવેરીઓથી જરા દૂર ઉભો હતો અને તેની પાસે કાંઈ માલ જણાતો નહોતો. તેનું માથું ઘણું જ મોટું, ઉઘાડું તાલવાળું હતું, અને તેની બંને બાજુએથી લાંબા જાડા ધોળા વાળ ખભે લટકતા હતા અને દાઢી જોડે ભળી જતા હતા. અને ચીમળાએલા ફળની છાલ પેઠે તેના મોંએ બધે કરચલી વળી ગઈ હતી. રાજા અચકયો, અને એક રાક્ષસી તુમડા જેવા તેના માથાના ગંજાવર કદથી વિસ્મત થઈ તેના સામે જોઈ રહ્યો. પછી બોલ્યો: કેમ, ઝવેરી, તમે આળસુ દેખાઓ છો ? તમારૂં જવાહીર કયાં છે, અને તમે શો માલ લાવ્યા છો ? સામાન્ય જનથી આટલો સંભાળીને તમે દૂર વિંટાળી રાખો છો તે ખરેખર એક અમૂલ્ય ભંડાર હશે. પણ ચાલો, મને દેખાડો: હું આ બધાની સાથે તે પણ પહેરી લઈશ. ત્યારે તે વેપારીએ કહ્યું: આ બધાં રત્નો બહુ સારાં છે: છતાં હું જે ચીજ રાજા માટે લાવ્યો છું તે બધાં કરતાં ચડિઆતી છે, અને વળી છેક જ નજીવી છે. રાજાએ પૂછયું:

ત્યારે તમે શું વેચો છો? વેપારીએ કહ્યું: રાજા, હું સ્વપ્નો વેચનાર છું.

રાજા તેના સામે જરા જોઈ રહ્યો, અને એકાએક ખડખડ હસી પડયો. અને તે બોલી ઊઠયો: આ શું! સ્વપ્નો વેચનાર! એ તો આજ જ સાંભળ્યું. તું ગાંડો છે, કે પછી માત્ર એક મશ્કરીખોર બુઢ્ઢો છે? એટલે પેલો બુઢ્ઢો વેપારી રાજા સામે તાકી રહ્યો. અને તે બોલ્યો: રાજા, પોતે પોતાને કોણ ગાંડો કહે છે? પણ મારાં સ્વપ્નો કંઈ જેવાં તેવાં ન સમજશો; તેને માટે તો ઘણા જણ પોતાનું સર્વસ્વ, અને વળી તેથીએ વધારે, આપી દેવાને રાજી હોય છે. કેમકે ભૂતને વર્તમાન બનાવવાની મારામાં શક્તિ છે, નષ્ટ થઈ ગએલું શોધી કાઢી વિજોગીનો સંજોગ હું કરાવી શકું છું, અને દીલગીરીમાં ડૂબેલાનું મોં હરખથી હસતું કરી દઉં છું: અને ભગ્નહૃદયને હું સચેત કરી શકું છું, પ્રેમનો શમી ગએલો ઉભરો પાછો જોસભેર લાવી શકું છું, પ્રીતિનાં કરમાએલાં પુષ્પોને પહેલાંનો મધુરો વિકાસ પાછો પ્રાપ્ત કરાવું છું, અને ઘણા કાળથી કાળને આધીન થએલા મુખનો સંગીતરસ જીવન્ત મનુષ્યના કાનમાં રેડી શકું છું.

તે બોલતો હતો તે વખતે રાજા ઉભો જ રહ્યો, અને તેના હૈયાનો ઉભરો હોઠે આવ્યો. કેમકે પેલા વૃદ્ધ વેપારીના શબ્દો તેની હૃદયવીણા વગાડવા લાગ્યા, અને તેના હૃદયરજ્જુને ખેંચવા લાગ્યા; એકદમ પત્નીના સ્મરણે તેનો જીવ ધ્રૂજી ઊઠયો અને પવનની પેઠે કંપી રહ્યો. અને એકાએક, ક્રોધાવેશથી કંપતા હાથે તેણે પેલા બુઢ્ઢાની ગળચી

પકડી અને તેને પાંદડાની પેઠે ધ્રુજાવી દીધો; અને આવેશથી અચકાતા અવાજે બોલ્યો: મૂરખ બુઢ્ઢા, તું મને ચીડવવા આવ્યો છે? કરવું નહિ ને ખોટી ખોટી બડાઈ હાંકી રહ્યો છે? યાદ રાખજે કે એક તણખલાની પેઠે તને ચીમળી નાખે એવા અગ્નિ સાથે તેં કામ પાડયું છે!

એટલે કરચલીવાળી હસતી આંખે તે વૃદ્ધ વેપારીએ કહ્યું: રાજા, તમે બાળક છો, તમારા વૈદ્યને ઓળખતા નથી, અને તમારા વ્યાધિને માફક આવે એવું ઓસડ આપી શકે એવાની જ જોડે નકામી વડવાડ વહોરો છો. કેમકે હું દેહનો નહિ પણ જીવનો વૈદ્ય છું. માટે હવે મને કહી દો; તમે મારૂં સ્વપ્ન વેચાતું લેશો કે નહિ લો? રાજા એક ક્ષણ તેના ભણી જોઈ રહ્યો; તેણે દીર્ઘ શ્વાસ લીધો, અને તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. અને તેણે કહ્યું: તેં વર્ણવ્યું એવું જ સ્વપ્ન મારે જોઈએ છે, માટે એવું એક સ્વપ્ન મને ખરેખર વેચાતું આપ; અને હું કહું છું કે તેની કિંમત વિષે હું તારી સાથે રકઝક નહિ કરૂં. એટલે બુઢ્ઢો ધીરેથી હસ્યો, અને બોલ્યો: મહારાજ, માલ જોઈને ખાતરી કર્યા વગર તેનો ભાવતાલ કોઈ કરે જ નહિ. પહેલું તમે સ્વપ્ન લો, અને પછી તેની કિંમત થઈ રહેશે: અંતે તમે પોતે જ તેની કિંમત કરજો. કેમકે કદાચ તમે પહેલેથી કિંમત જાણો, તો લેવાની જ આનાકાની કરો.

પછી છાતીમાં હાથ નાખી તેણે એક નાની સીસી કાઢી. અને તે નાની કાચની સીસી હવામાં ધરીને તેમાં પ્રકાશનું એક કિરણ પાડવા યત્ન કરવા માંડયો. પણ ત્યાં પ્રકાશ નહોતો, તેથી તે બુઢ્ઢો ધીરેથી બબડયો: સૂર્યભગવાન,

મારે એક કિરણુ જોઈએ છે. અને તત્ક્ષણુ તે ખંડમાં પ્રકાશનું એક કિરણુ તે નાની સીસી ઉપર જ પડયું. પછી પેલો બુઢ્ઢો બોલ્યોઃ રાજા, જો, હિમાંશુની સુધાના તત્ત્વનો આ અંશ છે, અને આજે સવારે ત્યાં જઈને ઓષધિનાથ પાસેથી હું એ લઈ આવ્યો છું. રાજાએ જોયું, તો પેલી નાની સીસીમાં ફીણુના પરપોટાવાળો એક પ્રવાહી પદાર્થ દીઠો. અને તેનો ઘેરા નીલ રંગ તેની મૃત પત્નીનાં નેનના રંગ જેવો જ હતો, અને તે નેનની પેઠે તે રાજાના સામું જોઈ સ્મિત કરવા લાગ્યો, અને તેના રંગ એવા બદલાવા લાગ્યા કે સીસીમાંથી પત્નીની આંખો જ પોતાના તરફ જોઈ રહી હોય એવો તેને ભાસ થયો. ઝડપથી તેણે હાથ લાંબો કર્યો, સીસી લઈ લીધી અને દાટો ઉઘાડયો, અને તેમાંથી એવી સુવાસ નીકળી કે જે નાકે અડકવાથી તેને પોતાની મૃત પત્નીના કેશની જ સુવાસ આવી. તેનું મગજ ભમવા લાગ્યું, અને તેણે ઉતાવળે તે સીસી મોંએ માંડી. અને તેમ કરતાં, એકાએક તેના મગજમાં એક વિચાર સ્ફુર્યો. પીતાં પીતાં તે અચકયો, અને ત્રાંસી આંખે પેલા વેપારી સામે જોઈ રહ્યો. અને તેણે વિચાર કર્યોઃ અરે! આ વેપારીને વેષે આવેલો બુઢ્ઢો પરાજય પામેલા મારા શત્રુઓનો દૂત હોઈ મને ઝેર દેવા આવ્યો હશે તો? અથવા એમ હશે તો પણુ શી ફીકર છે? લાવ જલદી પી લઉં, વધારે ઝેરી હશે તેમ વધારે સુખકર થશે. કેમકે પત્ની વગર જીવવા કરતાં મરવું જ સારૂં.

અને પછી એક જ ઘુંટડે તેણે સીસી ખલાસ કરી. અને તત્ક્ષણુ તે ઢળી પડયો, તકીઆ પર પડી સૂઈ ગયો,

અને તેને અદ્દ્ભુત ઊંઘ આવી ગઈ.

પણ રાજા ઊંઘી ગયો એમ જાણ્યું, કે તરત જ પેલો વૃદ્ધ વેપારી નીચો નમી જમીન પર ટુંટીઆં વાળી બેઠો; તેના બંને હાથ બે પગની વચ્ચે રહ્યા અને તેના ઘુંટણ કાન સુધી પહોંચ્યા. અને તે જ સ્થિતિમાં આંખ મીંચીને તે બેસી જ રહ્યોઃ એકાંત કિનારા પર પાણીમાં તાકી રહેલા બગલા જેવો તે જણાતો હતો, અને ભીંત પર ચીતરેલા ચિત્રની પેઠે નિશ્ચેષ્ટ બની રહ્યો હતો.

(નીલનેની)

---

## સંસ્કૃતિનું મંદિર

વનની શોભા નિહાળતાં નિહાળતાં ત્રણે જણ ચાલ્યાં જાય છે. ચાર દિવસની મુસાફરી પછી પીપળાનાં ઝાડનાં ઝુંડનાં ઝુંડ દૂરથી દેખાવા લાગ્યાં. અગસ્ત્યના આશ્રમની એ નિશાની ઋષિઓએ આપેલી તેથી તેઓ તે તરફ વળ્યાં. ઝાડે દર્ભ બાંધી આશ્રમમાં પેસવાના રસ્તાનું એંધાણ કરી રાખેલું તે તેમણે શોધી કાઢ્યું અને દર્ભબંધની નિશાની-એ નિશાનીએ ચાલ્યાં. પીપળાનાં ઝુંડ વટાવી ગયાં ત્યાં વડ, ખાખરા, આંબા, ફણસ, બીલી, વગેરે જાતજાતનાં હજારો ઝાડોથી ભરેલું વન આવ્યું. ઝાડ બધાં ફળફૂલથી લચી જતાં હતાં અને પવનના વાવાથી વનમાંથી જે સુગંધ છૂટતી હતી તેથી આખું વન મઘમઘી રહેતું. એ જંગલમાં ઠેકાણે ઠેકાણે નિર્મળ સ્ફાટિક જેવાં પાણીથી ભરેલાં નાનાં મોટાં અનેક તળાવ હતાં. તળાવમાં કમળની વચ્ચે ફરતાં હંસ,

કારંડવ, વગેરે પક્ષીઓથી તળાવની શોભા અલૌકિક બની રહેતી હતી. તળાવમાં ભેંસો નહાવા પડેલી તેથી તળાવ વચ્ચે નાના કાળા બેટ ન બન્યા હોય એવો ભાસ થતો હતો. ઝાડ પરનાં કોયલ, કૌઆ, મોર, બપૈયા, વગેરે પક્ષીઓ જાતજાતના મધુર સ્વર કાઢી વનને ગજાવી રહ્યાં હતાં. ઝાડ પર વાંદરાંની વસ્તી પણ સારી પેઠે હતી. તેઓ એક ઝાડથી બીજે ઝાડે કૂદાકૂદ કરી મૂકીને અને વારેવારે પક્ષીઓના કિલકિલાટથી ખુશખુશ થઈને જાતજાતના ચાળા કરીને જોનારને પેટ ભરીને હસાવતા હતા. હરણાં પણ તલભાર ડર રાખ્યા વિના મોંમાં ઘાસના કોળીઆ ઘાલી આમથી તેમ દોડતાં હતાં. રામલક્ષ્મણે ધનુષબાણ સજેલાં હતાં છતાં મૃગલાં એમને પડખે થઈને, કેટલીક વાર તો તેમને ઘસાઈને પણ જતાં. ઠામઠામ લાકડાંના ઢગલા પડી રહ્યા હતા અને ગાયોનાં ટોળાં ચરતાં હતાં. વાછરડાંને બોલાવવા ગાયો જ્યારે ભાં ભાં કરીને ભાંભરતી ત્યારે તેનો પડછંદો આખા વનમાં ઊઠતો, અને સાંભળનારના કાન સાથે અથડાઈ અદ્ભુત આનંદ ઉપજાવતો.

શહેરમાં વસનારને સ્વપ્ને પણ દુર્લભ એવી આ તપોવનની શોભા અને કુદરતની સુંદરતા જોતાં જોતાં ત્રણે જણ આગળ ચાલ્યાં ત્યાં ઋષિકુમારોનું ટોળું સામું મળ્યું. સર્વનાં મુખ બ્રહ્મચર્ય અને તપશ્ચર્યાના તેજથી ઝળકાટ મારી રહ્યાં હતાં અને એમાંથી ઝરતું તેજ કોઈ પણ જોનારને આંજી નાખવાને સમર્થ હતું. સૌનો વેષ એકસરખો હતો. માથા પરની જટા ઉપર સૂર્યનાં કિરણ પડવાથી તે ચળકાટ મારતી

હતી. સૌનાં કપાળમાં ભસ્મનાં ત્રિપુંડ્ હતાં અને ગળે રુદ્રાક્ષ-ની માળા હતી. સૌએ શરીરે કાળાં મૃગચર્મ ઓઢી લીધાં હતાં, અને ડાબા હાથમાં કમંડલુ રાખ્યાં હતાં. જમણે હાથે ખાખરાના દંડ ખભા પર ટેકાવી રાખ્યા હતા. સૌની કેડે મુંજની મેખલા હતી. એ સર્વની પાછળ બેત્રણ મૃગલાં પણ ધીમે પગલે ચાલ્યાં આવતાં હતાં.

આ બધા અગસ્ત્યના શિષ્યો હતા. તેઓ સવારનું નિત્યકર્મ કરી પરવારી વનમાં જુદા જુદા કામ માટે નીકળી પડ્યા હતા. કોઈને ગાયો ચારવાનું, કોઈને લાકડાં લાવવાનું, કોઈને સમિધો ભેગી કરવાનું, કોઈને ફળ આણવાનું, તો કોઈને ઇંગુદી ફળ લાવવાનું કામ સોંપવામાં આવેલું હતું. સૌ હરખભેર પોતાના કામ પર ચાલ્યા જતા હતા. અગસ્ત્યનો પુત્ર દૃઢદસ્યુ એ સર્વનો સરદાર હતો અને સૌથી મોખરે ચાલતો હતો. રામ, લક્ષ્મણ અને સીતાએ ઋષિ-કુમારોને વંદન કર્યું. ઋષિકુમારોએ સામો આશીર્વાદ આપ્યો. સામસામાં કુશળ પુછાયાં. રામને અગસ્ત્ય પાસે લઈ જવાને દૃઢદસ્યુએ એક સહાધ્યાયીને મોકલી આપ્યો અને બીજું મંડળ ઝપાટાબંધ આગળ વધ્યું. રામ, લક્ષ્મણ અને સીતા ઋષિશિષ્યની પાછળ પાછળ છેક આશ્રમ આગળ આવી પહોંચ્યાં.

આશ્રમનો દેખાવ અલૌકિક હતો. એક વિશાળ ભૂમિમાં ઝાડોની વચ્ચે વચ્ચે કેટલીક પર્ણશાળાઓ બાંધેલી છે. એક ઋષિ માટે, બીજી કેટલીક શિષ્યો માટે અને બાકીની ગાયોને માટે છે. ઝુંપડાંઓની વચ્ચોવચ્ એક હોમશાળા છે તેમાં અગ્નિ ભડ ભડ બળી રહ્યો છે. હોમ હમણાં જ પૂરો

થએલો હોવાથી સમિધો અને પુરોડાશ બળે છે તેનો તડ-તડાટ થયા કરે છે. પર્ણકુટીઓની આગળ ઋષિપત્ની લોપા-મુદ્રાએ પોતાને હાથે રોપેલા અને વહાલથી ઉછેરેલા છોડના ક્યારા આવેલા છે. આશ્રમમાં ભણતી ઋષિકન્યાઓ નાન-કડા નાજુક ઘડા લઈને બહુ સંભાળથી હોંસભેર એ છોડને પાણી પાય છે. ઠેકાણે ઠેકાણે ઝાડ નીચે શિષ્યોનાં જૂથ જામી ગએલાં છે અને અધ્યયન ચાલી રહ્યું છે. કોઈ જગાએ યજ્ઞવિદ્યા શિખાય છે. કોઈ જગાએ ધર્મશાસ્ત્રનું અધ્યયન થાય છે. કોઈ જગાએ વેદનું પઠન ચાલી રહ્યું છે. કોઈ જગાએ એક જણ પુસ્તક વાંચે છે અને બીજા એકચિત્તે સાંભળે છે, તો કોઈ જગાએ શાસ્ત્રના અર્થ પર શિષ્યો વચ્ચે ચર્ચા ચાલી રહી છે. જે શિષ્યોનો વનમાં જવાનો વારો હશે તે વનમાં ગયા છે. ભણવાના વારાવાળા ભણે છે. બીજું કામ કરવાનો વારો છે તે આશ્રમમાં જ કામ કરે છે. કોઈ નવી પર્ણશાળા બાંધવામાં ગુંથાયા છે. કોઈ પર્ણકુટીનાં આંગણાં લીંપે છે, તો કોઈ પર્ણકુટી અંદરથી વાળીઝૂડીને સાફ કરે છે. કોઈ મુંજમેખલા તૈયાર કરી રહ્યા છે, કોઈ વલ્કલ ધોવામાં રોકાયા છે, ત્યારે કોઈ મૃગચર્મ સાફ કરે છે. કેટલાકે કમળનાળ આણીને એને સૂકવી દીધાં છે, તો કેટલાક રુદ્રાક્ષની માળાઓ બનાવી રહ્યા છે. કેટલાક વળી માથી વિખુટાં પડેલાં વાછરડાંને ખવડાવી પાણી પાઈ પંપાળવાનો આનંદ લઈ રહ્યા છે. બીજા કેટલાક આ બધાથી દૂર જઈ ધ્યાન લગાવી રહ્યા છે. સૌ પોતપોતાનું કામ એટલી ચૂપકીથી કર્યે જાય છે કે આશ્રમની શાંતિમાં જરાએ ભંગ પડતો નથી. રાજ્યની વ્યવસ્થા કરતાં રાજાને

કેટલી મહેનત પડે છે, કેટલાં માણુસો રાખવાં પડે છે, કેટલા નિયમો ઘડવા પડે છે, અને અહીંઆં કોઈ પણુ જાતના નિયમો ઘડ્યા વિના કેટલી શાંતિથી અને વ્યવસ્થિત રીતે આખા આશ્રમનું કામ ચાલે છે એ જોઈ રામને આશ્ચર્ય થયું, અને ઋષિઓને માટે જે માન અને પૂજ્યભાવ તેમના મનમાં હતાં તે બમણાં થયાં.

સાથે આવેલો શિષ્ય તેમને ગુરુદેવની પાસે લઈ ગયો. આશ્રમના એક ખુણામાં એકાંત સ્થળમાં ઋષિ ચિંતન કરતા બેઠા હતા. રામ, લક્ષ્મણ અને સીતાએ ઋષિને ચરણે માથું મૂકી સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. ઋષિએ તેમને આશીર્વાદ દીધો. શિષ્ય આસન લઈ આવ્યો તેના પર ત્રણે જણુ બેઠાં. પછી અગસ્ત્યે તેમને ખબર પૂછી અને શિષ્યે આણેલાં ફળથી તેમનું સ્વાગત કર્યું. જુદી જુદી બાબત વિષે ઘણી વાર સુધી વાતો થયા પછી અગસ્ત્યે તેમને કહ્યું, “ તમે આવવાનાં છો એ હું અગાઉથી જાણતો હતો. હવે તમે અહીંઆં આશ્રમમાં જ રહો અને વનવાસના દિવસ પુરા કરો. ”

રામે વિનયથી કહ્યું, “ અમે આશ્રમમાં નહિ હોઈએ તોપણુ આપને આશ્રયે જ છીએ. અમને આ બધો પ્રદેશ જોવાની ઇચ્છા છે એટલે અમે અહીંઆં પાસે ઝુંપડી બાંધીને રહીશું અને આસપાસ ફરી બધું જોઈશું. આપ અમને એવી કોઈ સરસ જગા બતાવો જ્યાં અમે રહીએ. આપનાં દર્શને તો અમે વારંવાર આવતાં જ રહીશું. ”

ઋષિએ કહ્યું: “ ઠીક, તમારી એમ મરજી હોય તો એમ કરો. અહીંઆંથી બે યોજન (આઠ ગાઉ) પર પંચ-

વટી નામનો પ્રદેશ છે. ત્યાં ફળ, મૂળ, પાણી વગેરે અખૂટ છે. વનની શોભા પણ અપાર છે. વનમાં મૃગ અને બીજાં પશુપક્ષીઓ પણ બહુ મોટી સંખ્યામાં રહે છે. પાસે જ ગોદાવરી વહે છે. એ પ્રદેશ જેવી રળિયામણી જગા આટલામાં બીજે ક્યાંએ નથી. સીતાને પણ ત્યાં ગમશે. તમે ત્યાં જઈને રહેશો તો સાથે સાથે ઋષિઓનું રાક્ષસોથી રક્ષણ પણ થઈ શકશે.” રામે ઋષિની સલાહ પ્રમાણે પંચવટીમાં જઈ રહેવાનો નિશ્ચય કર્યો. ઋષિએ એમને રસ્તાની થોડી માહીતી આપી.

આ વખતે મધ્યાહ્ન થવા આવ્યો હતો. વનમાં ગએલા વિદ્યાર્થીઓ પાછા વળી ગયા હતા. થોડી વારમાં મધ્યાહ્નનું નિત્યકર્મ શરૂ થયું. રામલક્ષ્મણે પણ ઋષિઓની સાથે મધ્યાહ્નસંધ્યા વગેરે કર્યું. પછી ફળાહાર થયો અને અધ્યયન-નું કામ શરૂ થયું. સાંજે સૂર્ય નમતો થતાં સાયંકાળનું નિત્યકર્મ થયું. વેદમંત્રના ઘોષ સાથે અગ્નિદેવતાને આહુતિ-ઓ અપાઈ. સૂરજ આથમે ચરવા ગએલી ગાયો પણ આવી પહોંચી. શિષ્યોએ વાછરડાં ધરાય એટલું દૂધ રહેવા દઈને બીજું દૂધ દોહી લીધું. દિવસનું કામકાજ પુરૂં થઈ ગયા પછી એક ઝાડ નીચે સર્વ આશ્રમવાસીઓ ભેગાં મળીને બેઠાં. સૌની વચ્ચે અગસ્ત્યનું આસન હતું. ઋષિએ થોડો ધર્મોપદેશ કર્યો અને મંડળ વીખરાયું. રાતના બે પહોર જતાં તો આશ્રમમાં કોઈ કોઈ તપસ્વી સિવાય બધાં સૂઈ ગયાં અને બધે શાંતિ ફેલાઈ ગઈ.

છ ઘડી રાત રહી હતી ત્યાં તો સર્વ આશ્રમવાસીઓ

જાગી ગયા હતા. રામ, લક્ષ્મણ અને સીતાએ અગસ્ત્યને પ્રણામ કર્યા, તેમની રજા લીધી અને પંચવટીનો રસ્તો લીધો.

( સીતાહરણ )

## સ્ત્રીઓનો ઉદ્ધાર

સ્થળ:—દુર્ગેશનું ઘર

( દુર્ગેશ, કમળા અને રાઈ બેઠેલાં પ્રવેશ કરે છે. )

કમળા (હસતી હસતી)–તમારી વિચક્ષણતા એટલી જ કે? મારા ઘાંટા પરથી પણ તમે મને ઓળખી શકયા નહિ?

રાઈ—સ્ત્રીઓ કરતાં પુરુષોની વિચક્ષણતા ઓછી હોય છે તે હું કબુલ કરૂં છું. પરંતુ વિચક્ષણતા દર્શાવવા સારૂ સ્ત્રીને પુરુષનો વેષ લેવો પડે ત્યાં પુરુષોની નહિ તો પુરુષોના વેષની તો ખૂબી ખરી જ. એ વેષે ઘાંટામાંથી પણ સ્ત્રીત્વને પ્રકટ થવા દીધું નહિ તે પણ પુરુષોની વેષયોજનાનું સામાર્થ્ય દર્શાવે છે.

કમળા—સ્ત્રીઓના સ્ત્રીત્વને ઢાંકી રાખવાનું સામર્થ્ય પુરુષોની અનેક યોજનાઓમાં સમાએલું છે તે નિ:સંશય છે.

રાઈ—એ સર્વ ગોપનસામગ્રી છતાં કટારી ઝાલવાની ઢબથી હથિયારનો પરિચય ગુપ્ત રહેતો નહોતો.

કમળા—ક્ષત્રિયાણી હથિયારથી છેક અપરિચિત તો ન હોય.

રાઈ—વીરાંગનાના તેજનો ઝબકારો જોવાનો અમને પ્રસંગ મળ્યો એ અમારૂં ધન્યભાગ્ય. પરંતુ છોકરાને વેષે

અમારી સાથે નગરચર્ચા જોવા આવવાનું પ્રયોજન સમજાયું નહિ. દુર્ગેશને રાત્રે એકલા જવા ન દેવા એવો અણુભરોસો તો કમળાદેવીને હોય જ નહિ.

કમળા—અનુભવ થવાનો પ્રસંગ આવશે ત્યારે તમને સમજાશે કે પ્રેમી જનોને પરસ્પર અવિશ્વાસ હોતો જ નથી.

દુર્ગેશ-અને પરસ્પર અવિશ્વાસ હોય છે ત્યાં પ્રેમ હોતો નથી.

રાઈ—ત્યારે ટુંકા વિયોગની અધિરાઈ એ પણ સાથે આવવાનું કારણ ન હોય.

કમળા—વિયોગની અધિરાઈનાં જે કૃત્રિમ વર્ણનો કવિતાને નામે જોડી કહાડવામાં આવે છે તેથી જ એ અધિરાઈ હાસ્યપાત્ર થવા પામે છે.

( અનુષ્ટુપ )

જલપાનતણું મૂલ્ય અધુરૂં રહે તૃષા વિના;
જે તાપથી તૃષા થાય, અવજ્ઞા તેની ના ઘટે.

પરંતુ કલ્પનાઓ કરવાનો વિશેષ શ્રમ તમને નહિ આપું. પર્વતરાય મહારાજના વર્તન સંબંધી થએલા લોકમત વિષે ઉપમંત્રીને વાકેફ કરવાની તમે યોજના કરી, તેથી મહારાજના એ વર્તનથી સ્ત્રીવર્ગની થતી અવમાનના તરફ ઉપમંત્રીનું લક્ષ ખેંચવા હું સાથે આવી હતી; અને પુરુષવેષ વિના મારાથી આવા પ્રસંગોમાં સાથે ફરાય એ તો એ અવમાનના દૂર થાય ત્યારે જ શક્ય થાય.

દુર્ગેશ—એ અવમાનનાના આ રાત્રે દીઠેલા એક ચિત્રથી હૃદય પર જે મુદ્રા અંકિત થઈ છે તે સો વર્ણોથી પણ અંકિત થઈ શકત નહિ.

રાઈ–ઉપમંત્રી અને ઉપમંત્રીના ઉપરીઓ એ અવમાનનામાંથી સ્ત્રીજાતિને છોડવે તો જ એ મુદ્રાદાન સાર્થક થાય.

દુર્ગેશ—રસપ્રભાવ વડે પ્રત્યેક સ્નાયુને અને પ્રત્યેક નાડીને સ્ફુરાયમાણ કરનારી આવી દીક્ષા મળ્યા પછી ઉપમંત્રી યજ્ઞમાં શી કચાશ રાખશે?

કમળા—એમ છે તો સ્ત્રીના ઉદ્ધાર માટે યજ્ઞ આરંભવાનો હું સંકલ્પ કરાવું તે કરો.

રાઈ—મને પણ એ સંકલ્પમાં સામેલ થવાની આજ્ઞા આપો.

કમળા—ભલે. તમે બંને સંકલ્પ કરો કે

(વસંતતિલકા)

સ્ત્રીજાતિની અવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રકટાવીશું કે
તેની પ્રચંડ ઉંચી જવાલની માંહી થાશે
અજ્ઞાન, સ્વાર્થ, વળી દુર્મતિ સર્વ ભસ્મ'.

રાઈ અને દુર્ગેશ–(બંને એ શ્લોક સાથે બોલી સંકલ્પ કરે છે.)

દુર્ગેશ—પર્વતરાય મહારાજનું નવું રાજ્ય બેસે એ સમય એ હુતાશન પ્રકટાવવા માટે અનુકૂળ થઈ પડશે.

રાઈ—નવું રાજ્ય શાથી?

દુર્ગેશ—નવી જુવાની સાથે રાજનીતિમાં નવું બળ પ્રાપ્ત નહિ થાય?

રાઈ—જુવાનીને અને રાજનીતિને કેવો સંબંધ છે, અને

જુવાની એક વાર ગયા પછી પાછી આવે તો એની એ આકૃતિમાં કે કોઈ બીજી આકૃતિમાં આવે–એ બધા ભારે પ્રશ્નો આ મધરાતના ભારથી વધારે ભારે શા સારૂ કરવા ? અત્યારે તો નિદ્રા કેમ સહેલી કરવી એ જ પ્રશ્નનું નિરાકરણ ઘટે છે.

( સહુ જાય છે. )

( રાઈનો પર્વત )

---

## પરીક્ષા

ગોવર્ધનરામની ઉંમર સોળ વર્ષની થઈ ત્યારે તે છઠ્ઠા ધોરણમાં હતા. પણ તેમનો અભ્યાસ એવો સારો હતો કે તે એક ધોરણ કૂદીને છઠ્ઠા ધોરણમાંથી જ મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેઠા અને પાસ થઈ ગયા.

તે વખતે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં સંસ્કૃત પરીક્ષા લિખિત તેમ જ મોઢેની બન્ને લેવાતી હતી. ગોવર્ધનરામ જ્યારે આ મોઢેની પરીક્ષા આપવા ગયા, ત્યારે એક એવો પ્રસંગ બન્યો જે વિષે તે હસતે હસતે ઘણીવાર વાત કરતા. પોતાની પદ્ધતિ પ્રમાણે સંસ્કૃતનું સાહિત્ય એમણે ઘણું સારૂં વાંચ્યું હતું, પણ સંસ્કૃત વ્યાકરણ બહુ કાચું રહી ગયું હતું. તેથી લિખિત પરીક્ષામાં વ્યાકરણના જવાબ ખરા લખી શકયા નહિ. લિખિત પરીક્ષા થઈ રહ્યા પછી મોંની પરીક્ષા શરૂ થાય છે, અને રોજ થોડા થોડા છોકરાઓ જ અટકની કક્કાવારી પ્રમાણે તપાસાય છે. આમ હોવાથી

ગોવર્ધનરામનો વારો લગભગ એક મહિને આવ્યો. તે દરમિયાન પુષ્કળ મહેનત કરીને, ઘણા ઉજાગરા કરીને, સંસ્કૃત વ્યાકરણ બધું કીટ કર્યું. જ્યારે મોઢેની પરીક્ષા આપવા ગયા ત્યારે એમની પહેલાંના છોકરાઓની પરીક્ષા ચાલતી હતી; તેથી ગોવર્ધનરામને ઓરડાની બહાર ઘણો વખત ખોટી થવું પડ્યું. આ બેસી રહેવાનો વખત સાધારણ રીતે ઘણા છોકરાઓને બહુ ભારે લાગે છે. અધિરાઈ અને ચિન્તાની ખરેખરી અવધિ તે વખતે આવે છે. આવે વખતે ગોવર્ધનરામ તો આગલી રાતોના ઉજાગરાને લીધે ત્યાં જ ઊંઘી ગયા ! તે વખતે પ્રો. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર પરીક્ષક હતા. ગોવર્ધનરામનો વારો આવ્યો ત્યારે તેમણે "ત્રિપાઠી !" કરીને પરીક્ષા લેવાના ઓરડામાંથી બૂમ પાડી. એક બૂમ નિષ્ફળ ગઈ એટલે બીજી પાડી. તોયે જવાબ ન મળ્યો. તેથી તેનું કારણ તપાસવા તે જાતે બહાર આવ્યા અને જુએ છે તો બહાર બાંકડા ઉપર એક વિદ્યાર્થી ઘસઘસાટ ઊંઘે ! પ્રો. ભાંડારકરના હૃદયમાં રસિકતા અને કોમળતા બન્ને હતાં. બીજા પરીક્ષકને આવે વખતે ચીડ ચડે તેને બદલે એમના મનમાં કાંઈક આશ્ચર્ય અને કાંઈક દયા ઉત્પન્ન થયાં. લગાર માયાથી ગોવર્ધનરામને ઢંઢોળી જાગૃત કર્યા. ગોવર્ધનરામ ઝબકીને જુએ છે તો "પરીક્ષક સાહેબ" પોતે જ એમની પાસે ઉભેલા ! આશ્ચર્યની અને ગભરાટની લાગણી હજી તો પૂરી શમી નથી ત્યાં તો પ્રશ્ન કાને પડ્યો: "ત્રિપાઠી તમારૂં નામ કે ?"

"જી, હા."

કાંઈક કુતૂહળથી ફરી પ્રશ્ન પુછાયો:

"તમે કેમ ઊંઘતા હતા?"

ગોવર્ધનરામ હવે પૂરેપૂરા સ્વસ્થ થઈ ગયા હતા. તેમણે જરા પણ ગભરાયા વિના પૂરી શાન્તિથી જવાબ દીધો, "સાહેબ, મને ઉજાગરો ઘણો હતો અને અહીં બેસી રહેવું પડયું, તેથી આંખ મળી ગઈ."

વ્યાકરણ પાછળ ગોવર્ધનરામે આખો મહિનો ગાળ્યો હતો, તેથી એમણે જે જે જવાબ આપ્યા તેથી ભાંડારકર ઘણા પ્રસન્ન થયા. હવે, સાધારણ રીતે લિખિત પરીક્ષા કરતાં મોંની પરીક્ષા છોકરાઓને વધારે કપરી લાગે છે. કારણ કે લિખિતમાં તો વિચારવાનો વખત મળે, સવાલોના જવાબ મરજીમાં આવે તે ક્રમમાં આપી શકાય, લાગ આવે તો "કૉપિ" પણ કરી શકાય, અને કશું નહિ તોયે, પરીક્ષક આપણી સન્મુખ ન હોય એટલે એ ગભરામણ તો ઓછી. પણ મોંની પરીક્ષામાં તો તરત ને તરત સંભારી કાઢી તાજેતાજો જવાબ આપવાનો; અને તેમાં પરીક્ષકને મોઢામોઢ જવાબ આપતાં તો ઘણા હિંમતવાળા છોકરાઓના ઓઠ પણ સિવાઈ જાય છે. ઘણા હોશિયાર છોકરાઓની હોશિયારી પણ ગુમ થઈ જાય છે, અને ઘણા અદ્‌ભુત ગોખણશક્તિવાળાઓની સ્મરણશક્તિ પણ અડીઅલ ટટ્ટુની માફક, અટકી જાય છે, તથા ખાસ યાદ રાખેલું હોય તે આ પ્રસંગે ખાસ ભૂલી જવાય છે. અધુરામાં પૂરૂં, જો પરીક્ષા લેનાર સાહેબ જરા કડક મિજાજના કે ચક્રમ હોય, કે પોતે પણ એકવાર પરીક્ષા આપવા ગયા હતા તે ભૂલી

જતા હોય, તો તો બિચારા વિદ્યાર્થીના બાર જ વાગ્યા ! તેથી સાધારણ રીતે મોંની પરીક્ષા કરતાં લિખિત પરીક્ષામાં છોકરાઓ વધારે સારા જવાબ આપે છે. ગોવર્ધનરામમાં તેથી ઉલટું જોયું, એટલે સાનન્દાશ્ચર્ય પામીને તથા એમનામાં પહેલાં જે જરાક વિલક્ષણતા જોઈ હતી તેથી આતુર થઈને પ્રો. ભાંડારકરે પૂછ્યું, કે "તમે લિખિત પરીક્ષામાં વ્યાકરણના જવાબ લખવામાં ઘણી ભૂલો કરી છે, અને આ મોઢેની પરીક્ષામાં આવા સરસ ઉત્તર દો છો તેનું કારણ શું ?"

ગોવર્ધનરામે પોતાની હમેશની સત્યતાથી, શાન્તિથી અને વિનયભરી હિંમતથી ખુલાસો કર્યો, કે "સાહેબ, એમ થયું કે પહેલી પરીક્ષા વખતે હું વ્યાકરણમાં બરાબર તૈયાર થઈ શકયો નહોતો. એટલે એમાં તો જેવું સૂઝયું તેવું મારે લખવું પડયું. પણ ત્યાર પછીથી આ મહિનો આખો મને વાંચવાને મળ્યો તેમાં મેં બધું પાકું કરી લીધું. તેથી હવે આપને સાચા જવાબ દઈ શકયો છું."

આ ઉત્તરમાં પ્રકટ થતી ઋજુતા, સત્યતા, હિંમત અને પોતાના કર્તવ્ય સંબંધી ચિન્તા એ ચારે વાનાં જોઈને પ્રો. ભાંડારકર તો ખુશખુશ થઈ ગયા. આ વૃદ્ધ પંડિત સાથે ગોવર્ધનરામને જે ગાઢ સંબંધ પાછળથી બંધાયો, તેનું બીજ કદાચિત આ પ્રસંગ પણ હોય !

(શ્રીયુત ગોવર્ધનરામ)



## સ્વાશ્રય

તમે લાવરી અને તેનાં બચ્ચાંની વાત તો જાણતાં જ હશો. એક ખેતરમાં લાવરીએ માળો કરી પોતાનાં બચ્ચાં ઉછેર્યાં હતાં. તે ખેતર કાપવાનો સમય થયો ત્યારે ખેડુતે વિચાર કર્યો કે આપણા ભાઈબંધ સ્નેહીને બોલાવી કાલે કાપણી કરીશું. આવું સાંભળ્યું તોપણ લાવરી બચ્ચાંને લઈ ઊડી ગઈ નહિ. બીજે દિવસે ખેડુતને સહાય થવા કોઈ આવ્યું નહિ, ત્યારે તેણે વિચાર કર્યો કે કાલે તો અવશ્ય કાપણી કરવી, ને તે માટે ફલાણાકાકા, ફલાણાભાઈ, આદિને બોલાવી લાવવા. આ સાંભળીને પણ લાવરી ખસી નહિ. બીજી વાર પણ ખેડુત નિરાશ થયો. છેવટ તેણે પોતાના છોકરાને કહ્યું કે હવે તો કાલે વહેલા ઊઠીને આપણે બે જણ જ મંડીશું કે બેએક દિવસમાં પાર આવે. આવું સાંભળતાં જ લાવરી બચ્ચાંને લઈને નાસી ગઈ, કેમકે તેને નિશ્ચય થયો કે ખેડુતે પોતે જ પોતાનું કામ કરવું ધાર્યું છે તો તે થશે. એ વાતનો સાર એટલો જ છે કે પોતા વિના બીજાની આશા રાખી કોઈ પણ કામ પાર પાડવાનું ધારવું એ કેવળ નિરાશ થવાની વાત છે. એ જ અર્થથી કહેવામાં આવ્યું છે કે “પારકી આશ સદા નિરાશ,” “આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ.” આપણે જે કામ સાધવું હોય તેનું યોગ્ય જ્ઞાન અને તે પ્રમાણે કરવાની ચીવટ જેવી આપણને પોતાને હોય તેવી બીજા કોઈને હોઈ શકે નહિ; ને એટલા માટે તે કામ આપણાથી જેવું થાય તેવું બીજાથી થઈ શકે નહિ. કોઈ

પણ કામ કરવામાં તે કામના રૂપનું અને તે કરવાના સાધનનું યોગ્ય જ્ઞાન હોવું જોઈએ એ પહેલી વાત છે. બીજી વાત એ છે કે તે જ્ઞાન પ્રમાણે પાર ઉતારવા જેટલો આગ્રહ અને ઉદ્યોગ પણ જોઈએ. જેનું જે કામ હોય તેને તે કામનું પુરેપુરૂં જ્ઞાન હોય છે, ને જેને તે કામનું ફળ પામવાનું છે તેને તે કામમાં મંડવાનો આગ્રહ અને ઉદ્યોગ હોય છે. એટલે કદાપિ બીજા પાસે કામ કરાવવું પડે તોપણ તેમાં આપણે પોતે ભાગ લઈએ તેના જેવું સારૂં તે કદાપિ થાય નહિ. બધું પોતાને હાથે જ કરવું એમ આ લખવાનું તાત્પર્ય નથી, પણ આપણે જે કરવું હોય, જે જોઈતું હોય, તે બધા માટે પારકાના જ ઉપર આધાર ન રહેવો જોઈએ, એટલું આ પ્રમાણે લખવાનું તાત્પર્ય છે.

પ્રવૃત્તિ વિષેના પાઠમાં કહ્યું છે તેમ પ્રવૃત્તિ ન હોય તો માણસનું જીવિત વિષમ થાય છે, તેનાં શરીર અને મન બે બગડે છે, ને નવરાં બેઠાં નખોદ વાળવાનું સૂઝે છે. પણ એ વિના બીજું ન્યાયનું પણ કારણ છે, જે વિચારી આપણે સર્વદા પ્રવૃત્તિમાં રહેવું આવશ્યક છે. આપણે જેટલું ખાઈએ છીએ, ભોગવીએ છીએ, વાપરીએ છીએ, તેટલું કોઈ પણ પ્રકારના શ્રમ વિના પેદા થયું નથી, એ તો નિશ્ચય છે. તો એ શ્રમમાં આપણે કેટલો ભાગ લીધો છે? બીજી રીતે કહીએ તો આપણે આપણા ભોગવવામાં આવતી વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે કેટલું મૂલ્ય આપ્યું છે? બાપદાદા પાસેથી પ્રાપ્ત થયું હોય તેને જ ભોગવ્યાં કરવામાં પણ આપણે અન્યાય કરીએ છીએ, કેમકે તેમને પણ એ વસ્તુઓ

પ્રાપ્ત કરતાં શ્રમ તો પડયો જ હશે. તો તેમાં આપણે કેટલો ભાગ આપીએ છીએ ? આપણને જે પ્રકારનો ઉદ્યોગ કરતાં આવડતો હોય તે પ્રકારનો શ્રમ કરી આપણે આપણા ઉપભોગની વસ્તુઓનું મૂલ્ય વાળી આપવું જોઈએ. પારકા ઉદ્યોગનું ફળ ભોગવવાની આશાથી તો પોતાને હાનિ થાય છે, એટલું જ નહિ પણ પરિણામે આખા દેશને હાનિ થાય છે; કેમકે જે વસ્તુનો આપણે ભોગવીને નાશ કરીએ છીએ તેને સ્થાને બીજું કશું નવું પેદા કરતાં નથી. જો પ્રત્યેક મનુષ્ય પારકાનું પેદા કરેલું ભોગવવાનો નિશ્ચય કરીને બેસે તો આખા દેશમાં ખાવાનું કે પીવાનું કાંઈ રહે નહિ, પેદા થાય નહિ ને સર્વે મરી જાય. આવું છે એટલે જે માણસ, કોઈ પણ પ્રકારનો ઉદ્યોગ કે શ્રમ કરી, પોતે જે ભોગવે છે તેનો બદલો પોતાનાં જાતિભાઈને આપતો નથી, તે આખા દેશને હાનિ કરે છે. પોતાની જાતને તેના આળસથી હાનિ છે, એટલે તે આત્મદ્રોહી તો છે જ, પણ વળી તે દેશદ્રોહી પણ હમણાં બતાવ્યું તે રીતે થાય છે. આમ માણસોએ કોઈ દિવસ પણ પરોપજીવી, એટલે પારકાને આધારે જીવનારાં થવું નહિ, કોઈ પણ પ્રકારનો ઉપયોગી શ્રમ કરવાનો સર્વદા પ્રયત્ન કરવો, અને તે શ્રમથી જે ભોગવાય તેમાં જ સંતોષ અને સુખ માનવાં. વંશપરંપરાની આવેલી સમૃદ્ધિ ભોગવતાં પણ તેનું મૂલ્ય કોઈ પણ પ્રકારનો ઉપયોગી શ્રમ કરીને વાળી આપવું. આવું છે માટે જ સર્વદા ભીખને નિંદી છે; તેનાથી પોતાને તેમ આખા દેશને હાનિ છે; જેટલાં ભિખારી વધે તેટલું જ આખા દેશને દુઃખ

છે. એથી આગળ વિચારીએ તો માણુસોને ખરીદ કરી ગુલામગીરીમાં રાખવાનો જે ચાલ કેટલાક દેશોમાં હતો, તેમાં જે અગણિત હાનિઓ સમાએલી છે તેમાંની મુખ્ય એ હતી, કે તેવા ગુલામોને લીધે તેટલા શેઠ નવરા બેસી રહેતા ને દેશને હાનિ કરતા; અને ગુલામો પાસે પોતાનાં કામ કરાવતા, તે પોતે કરે તેવાં, કે ગુલામો પોતે સ્વતંત્ર હોય ને કરે તેમ ન થવાથી તેમાં પણ દેશને હાનિ થતી. પોતે પોતાને માટે કોઈ પણ પ્રકારનો શ્રમ કરવો, ને પારકા ઉપર આધાર ન રાખવો, એનું નામ સ્વાશ્રય. જે ખરાં સ્વાશ્રયી મનુષ્ય છે તે તો પોતાને યોગ્ય ન હોય, એટલે પોતે જેનો બદલો કોઈ પણ પ્રકારના ઉપયોગી શ્રમથી વાળ્યો ન હોય, તેવાં ફળને કદાપિ સ્વીકારતાં નથી. તેમને પોતાનાં બળ અને પરાક્રમ ઉપર જ વિશ્વાસ હોય છે, ને તેનાથી જે પ્રાપ્ત થાય તેને મોટી સમૃદ્ધિ માને છે. તેમને ધનવાન થવાની, અધિકાર ભોગવવાની, કીર્તિ મેળવવાની ઇચ્છા નથી હોતી એમ નથી, પણ તે બધું પોતાના બાહુબળથી જ મળે તો ભોગવે છે, નહિ તો પારકી ખુશામતથી તે લેવાને કદી ઇચ્છતાં નથી, ને ન મળે તેથી શોક પામતાં નથી.

(બાળવિલાસ)

## ગૃહિણી

લગ્નની પૂર્ણાહુતિ પછી કેટલેક દિવસે લોકો વિદ્યાચતુર પાસે આંકડા લઈ આવવા લાગ્યા, અને ગુણસુન્દરી તેમજ માનચતુર બંને જણે તે વાત સરત બહાર થવા ન દીધી. એક જણ આંકડો આપી પાછો ગયો, કે તરત ગુણસુન્દરી મેડી પર ચડી અને વિદ્યાચતુરને પૂછવા લાગી કે તમે શો બેત ધાર્યો? વિદ્યાચતુર હસવા લાગ્યો અને બોલ્યો: "એ તો તમારે વિચારવાનું છે, મને શું પૂછો છો?"

ગુણસુન્દરી મેડીએ ચડી ત્યાંથી માનચતુર ચેતી ગયો કે આ માણસ આંકડો આપી ગયો તેની વાતચીત થતી હશે. આથી પોતે પણ ઊઠયો, અને કોઈ દિવસ દીકરાવહુની વાત સાંભળવા ઉભો રહેતો નહોતો તે આજ દાદર નીચે જિજ્ઞાસાથી ઉભો રહી, ઉત્કંઠિત થઈ, કાન માંડી, ઉપર થતી વાતો સાંભળવા લાગ્યો.

વિદ્યાચતુરનો પ્રશ્ન માનચતુરને બહુ નવાઈ ભરેલો લાગ્યો, સમજાયો નહિ. એટલામાં ગુણસુન્દરીએ વિદ્યાચતુરને ઉત્તર દીધો:

"મારા વહાલા, આજ તો તમે બરાબર બોલ્યા. કુમારીનું લગ્ન થયું એ મોટા ઉત્સાહની વાત. દુઃખબા બહેનને નિરાંત થઈ અને મારૂં વચન પળે એટલે મને પણ નિરાંત થાય. ધન્ય ભાગ્ય મારૂં કે મારા પલ્લાનો આ પ્રસંગે ઉપયોગ થશે."

માનચતુર નીચે ઉભો હતો તેણે પોતાની છાતી પર હાથ મૂકયો, હડપચી પર મૂકયો, અને અંતે તર્જની બેવડી

કરી તેની બેવડમાં પોતાનો નીચલો હોઠ પકડયો: "શું આ ખરચ ગુણસુન્દરીના પલ્લામાંથી નીકળે છે?"

એટલામાં વિદ્યાચતુરનો ચિંતાતુર જેવો સ્વર સંભળાયો: "એ તો ધન્ય ભાગ્ય કહો કે હીનભાગ્ય કહો; મારી પાસે અત્યારે રોકડ નથી; તમારી હિંમત ઉપર અને તમારા કહ્યા ઉપરથી આ ખરચ માથે લીધું છે."

માનચતુરે હોઠ કરડયો, હાથ વીંઝયો, અને પગ પછાડયો: "ધિક્કાર છે આ દીકરાને કે વહુનું પલ્લું લેવા ઉભો થયો છે! અરેરે! મારે કર્મે એક્કે દીકરો પરાક્રમી ન ઊઠયો! આ દીકરાની બાબતમાં પણ હું છેતરાયો! મારૂં કુટુંબ એક આ વહુથી ઉજળું છે, બાકી બીજાં બધાં કુટુંબબોળું! અલ્યા, પલ્લું!"

ગુણસુન્દરીનો સ્વર સંભળાતાં આ ક્રોધમાં વિઘ્ન પડયું: "આપ મને કંઈ તમે કહીને બોલાવો છો અને આમ નરમ થઈને બોલો છો તે કંઈ નવાઈની વાત લાગે છે."

વિદ્યાચતુરે જરીક મોં મલકાવ્યું. "ના, એ તો અમસ્તું. પણ જો હું શું કરૂં? લોકની પાસે ઉધારે રમ્મ માગવા જઈએ અને કોઈ હા ના કહે એટલે આપણી પ્રતિષ્ઠા કોડીની થઈ જાય. આજ સુધી મેં કોઈની પાસે કાંઈ માગ્યું નથી."

"ત્યારે તેમાં શું થઈ ગયું જે? આજ તો રાત પડવા આવી છે, પણ કાલ હું દાગીના આપું તે વેચી આવો એટલે વગર માગ્યે અને વગર સપાડે બધી રકમ ઉભી થશે."

"શરીર ઉપરથી દાગીના ઉતરશે તે જગત જાણશે ને આપણી સાખ કોડીની થઈ જશે."

"સારે કામે અલંકાર ઉતરશે તેનું પુણ્ય તમને છે. અને એ પુણ્યે આથી સોગણા અલંકાર પહેરાવવાનો કાળ આવશે. બ્હેનને સારૂ આપણે અલંકાર ઉતારીશું તો આપણી પ્રતિષ્ઠા કોડીની મટી કોટિલક્ષની થશે."

"પણ વેચવા જઈશું તો સોના સાઠ ઉપજશે."

"એટલી ખોટ ઈશ્વર પુરી રહેશે."

"વ્યવહારની વાતમાં યે ઈશ્વર આપી રહેશે કહી કામ કરવું, એ ડહાપણ નહિ."

ગુણસુન્દરી હસી પડી. "ત્યારે તો નકામી જ વાતોમાં ઈશ્વરને ફોસલાવવાના કે?"

વિદ્યાચતુર હાર્યો. "ના, પણ મને લાગે છે કે સૌ દાગીના ગીરો મૂકીએ."

"એમ કરો ત્યારે."

"પણ આ કામ જ કંઈ કરવા જેવું નથી."

"કેમ?"

"જગતમાં મૂર્ખ ઠરીશું."

"જગત જખ મારે છે. આપણે ક્યાં યશને વાસ્તે કરીએ છીએ?"

"પણ ઘરમાં કોઈને ખબર પડી તો આ કામ કરવા નહિ દે."

"એ વાતની ચિંતા ન કરવી, સૌ થઈ રહ્યા પછી જ જાણશે."

"પણ તમારા અલંકાર ઉતારવા એ મારો ધર્મ નહિ. હું બીજો ગમે તે રસ્તો કાઢીશ."

"શું તમે મને તમારાથી જુદી ગણી ?" દયામણું મોં કરી ગુણસુન્દરીએ પૂછયું.

વિદ્યાચતુર ઉભો થઈ બોલ્યો: "ના, ના, જુદી તો શું ? પણ જોઈશું." તે કપડાં પહેરવા લાગ્યો.

ગુણસુન્દરીએ બેઠાં બેઠાં તેનો હાથ ઝાલી ઉભો રાખ્યો અને બોલી: "ત્યારે જુદી નહિ તો આ બીજું શું ?"

હાથ છુટો કરી અંગરખું પહેરતો પહેરતો વિદ્યાચતુર બોલ્યો: "ના, ના, એવા શા કુતર્ક કરે છે; હમણાં તો જરા દરબારમાં જઈ આવું છું. સૌ થઈ રહેશે–વખત આવ્યે."

ગુણસુન્દરી ઉભી થઈ, પાઘડી લઈ આવી; અને તે પતિને માથે મૂકતી મૂકતી બોલી: "વખત બખત કંઈ આવવાનો નથી. સૌ વાત કાલ કરવાની છે. તમારે ચાલવાનું નથી."

"જોઈશું, જોઈશું." વિદ્યાચતુર દાદર ઉપર ઉતરવા લાગ્યો. ગુણસુન્દરી તેના અંગરખાની ચાળ ઝાલી રહી અને ઉતરતો અટકાવ્યો.

"ના, તે 'જોઈશું જોઈશું' નહિ. મારા સમ ખાવ."

"મૂક, મૂક, નીચે વડીલ ઉભા છે તે જોશે. ગુણસુન્દરીએ અંગરખું મૂક્યું અને મૂકતાં મૂકતાં બોલી: "ઠીક, હમણાં તો જાવ છો–પણ આખરે મારું જ ધાર્યું કરીશ. હજી એક રાતનો આંતરો છે."

વિદ્યાચતુર દાદર પર ઉતરવા લાગ્યો. જતાં જતાં મનમાં બોલ્યો: "ઈશ્વરની કૃપા વિના સત્સ્ત્રી ક્યાંથી મળે? સત્સ્ત્રી હોય પણ આવી કુટુંબવત્સલ અને સત્કર્મમાં આમ ધાર્યું કરનારી તે તો દુર્લભ જ ! ગુણીઅલ ! તારા મનોરથ ઉંચા

અને પરોપકારી છે, એ મનોરથ પાર પાડવામાં તારો આગ્રહ અને તારૂં બળ અમને સૌને હરાવે છે!" "તું ધાર્યું કરનારી–તું સૌને તારા ગુણથી અને બુદ્ધિથી અને કર્મથી સૌને જીતનારી–તે મને મળી–માટે જ મારા ઉપર ઈશ્વરની કૃપા છે. દ્રવ્ય કરતાં, રાજપદવી કરતાં, તારા રૂપી રત્નના ધણીને અભિમાન કેમ ન ચડવું જોઈએ?"

(સરસ્વતીચન્દ્ર–૨)

## એક પ્રશ્ન

હું બીજી એલએલ.બી. નો અભ્યાસ કરતો હતો અને વાંચવાથી કંટાળીને મારે વચલે માળે જે હાથમાં આવ્યું તે પેપર વાંચતો હતો. તેમાં મુંબઈની ગાયવાડી લેઇનમાં એક માળામાં જરા આગનું છમકલું થયાનું વાંચ્યું, અને કાંઈ વાત કરવા જોઇતી હતી માટે કોણ જાણે શા ભોગ લાગ્યા તે મારી બહેનને કહ્યું: "જોયું બહેન, આ મુંબઈમાં આગનું છમકલું થયું તે."

બહેનઃ કેમ, છમકલું થયું તેમાં એવું શું જાણવાનું છે? કારણ શું હતું?

હું: માળામાં ઘાટી સ્ટવ કરતો હતો અને સ્પિરિટ ઓછો પડયો છે જાણી બીજી વાર સળગતા સ્પિરિટમાં બાટલી લઈ સ્પિરિટ નાખતાં આખી બાટલી સળગી. એ તો સારૂં થયું કે આસપાસથી માણસોએ આવીને આગ બુઝાવી.

બહેનઃ હા, આપણા ઘરમાં આવું બનતાં બનતાં રહી ગએલું તે તમને ખબર છે?

હું: હા. મને ખબર કેમ ન હોય ? પણ તને એની ક્યાંથી ખબર ?

બ્હેન: વાહ ! આપણો નોકર ડાહ્યલો નવો નવો રાખેલો, તે પણ એવી રીતે સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાખવા જતો હતો. પણ હું પાસે બેઠેલી તે મેં હળવે રહીને તેના હાથમાંથી બાટલી જ લઈ લીધી. જો ઉતાવળી બોલું તો કદાચ ચમકીને એકદમ સ્પિરિટ નાખી દે.

હું: અરે ગાંડી, એ તો હું ત્યાં બેઠો હતો અને મેં જ એના હાથમાંથી બાટલી લઈ લીધી'તી. અને પછી મેં તમને બધાંને સમજાવ્યું કે—

બ્હેન: લો, રાખો રાખો. એટલું અમે નહિ સમજતાં હોઈએ ? મેં ચન્દ્રકાન્તમાં વાંચેલું કે કર્ણ નિશાન પાડવા પાછે પગલે જતો હતો અને ત્યાં પછવાડે કુવો આવ્યો. જો એક પગલું પાછો ખસત તો કુવામાં પડત. કર્ણના માણસે બોલ્યા ચાલ્યા વિના પેલું નિશાન જ તોડી પાડયું અને એવી રીતે તરતબુદ્ધિથી કર્ણને બચાવ્યો. ત્યારથી હું સમજતી કે એવે વખતે બૂમ ન પાડવી. પણ જાતે જ તે સ્થિતિમાં ફેરફાર કરી કાર્ય અટકાવવું.

હું: ઓહોહો ! શું શાસ્ત્રજ્ઞાન છે ! ચન્દ્રકાન્તમાંથી દાખલો આપ્યો એટલે જાણે થઈ ગયું ! એ તો ડાહ્યલાના હાથમાંથી મેં બાટલી લઈ લીધી હતી અને પછી તમને બધાને મેં ઇટલીના ચિત્રકારનો દાખલો આપીને આ વાત સમજાવી હતી. એ વખતે પછી તેં કર્ણનો દાખલો આપ્યો હતો.

બ્હેન: કાંઈ નહિ. આમાં પંચ નીમો, બાને બોલાવો. બા કહે તે ખરૂં. બા ! ઓ બા ! આમ આવો.

બા આવ્યાં.

બાઃ કેમ હીરા, શું છે?

હુંઃ બા, આપણા ઘરમાં—

બહેનઃ ના, એમ નહિ ચાલે. તમે તો વકિલાત કરીને આડું અવળું પૂછો અને બા તો બિચારાં ભોળાં છે. હું જ પૂછું છું. બા, આપણા ઘરમાં ડાહ્યલો નોકર હતો અને તેને આપણે કાઢી મૂકયો એ યાદ છે?

બાઃ હા; મુઓ તદ્દન બેવકૂફ. એક વાર સળગતા સ્પિરિટમાં પાછો સ્પિરિટ નાખતો હતો. હું પાસે બેઠી હતી તે તેની પાસેથી મેં તો બાટલી જ લઈ લીધી. ઠીક થયું, ગયો, નહિ તો કાંઈનું કાંઈ નુકસાન કરત.

હુંઃ વળી આ જુઓ. આ તો બેની લડવાડમાં ત્રીજો ખાઈ જાય. હું અને હીરાને એ જ તકરાર ચાલે છે. હું કહું છું મેં ડાહ્યલાના હાથમાંથી બાટલી લીધી અને હીરા કહે છે મેં લીધી. અને તમને પૂછવા બોલાવ્યાં તો તમે વળી જુદું જ કહો છો.

હીરાઃ કાંઈ નહિ, બા! એ ભાઈ આપણને નહિ પહોંચવા દે. નાનાં ભાભીને બોલાવો, એ કહેશે એટલે સાચું માનશે. ભાભી! ઓ ભાભી!

મારી પત્ની ગૌરી આવી એટલે હીરાએ કહ્યુંઃ કેમ ગૌરીભાભી, આમ આવો. ડાહ્યલાના હાથમાંથી સ્પિરિટની બાટલી કોણે લઈ લીધી એ વાતનો ન્યાય કરો.

ગૌરીઃ તે કેસની હકીકત જાણ્યા સિવાય શો ન્યાય કરૂં? પક્ષકારો કોણ છે?

હીરા: ભાઈ કહે છે મેં બાટલી લઈ લીધી હતી અને—

ગૌરી: ત્યારે તો તમે હમણાં બોલો મા. હું જ એમની ઉલટપાલટ તપાસ કરૂં છું, સાંભળો. તમે કહો છો કે તમે બાટલી લઈ લીધી હતી ?

હું: પણ હું તને ક્યાં ન્યાયાધીશ તરીકે સ્વીકારૂં છું ? અને ન્યાયાધીશથી તે વળી ઉલટપાલટ તપાસ થાય ?

ગૌરી: ના, તે ન્યાયાધીશ નહિ, જાઓ. પણ હું વકીલ તરીકે અને છેવટ પક્ષકાર તરીકે તો પૂછી શકું ના ? બોલો, તમને ખબર છે ? રસોડામાં ચૂલો કઈ જગાએ છે ? અને સ્ટવ કઈ દિશામાં રહે છે ?

હું: એટલે તને બીક લાગતી હશે કે રખેને હું તારા રસોડાના સ્વરાજમાં પગપેસારો કરૂં ! તેથી આટલી જીવ ઉપર આવીને લડે છે ! પણ મને ખબર છે હોં !

ગૌરી: તમે મારા સ્વરાજમાં પગપેસારો કરશો એવી મને લગારે ય બીક નથી. તે દિવસે બહેને મશ્કરી કરી ત્યારે રોટલી સવળી કે અવળી તે પણ ઓળખતા ન હતા. પણ ખબર હોય તો જવાબ દો.

હું: પૂર્વમાં.

હીરા (તાળીઓ પાડતાં): ખોટું, ખોટું, હાર્યા. ભાભી, તમે ભારે કર્યું. હવે કહો કે બાટલી કોણે લીધી'તી?

ગૌરી: કોણે કેમ ! મેં લીધી'તી. તે દિવસે બા અને તમે બહાર ગયાં હતાં. હું ઘરમાં એકલી હતી. એને મોટા-ભાઈને માટે ચહા મૂકવાનું કહેલું અને હું ઓચિંતી જઈ ચડી. ત્યાં તો બેવકૂફ બાટલી હાથમાં લઈને સળગતામાં રેડવા જતો હતો.

હું: જો ન્યાયાધીશ થયાં છે પોતે. આમ તેમ કરીને પોતાને માન ખાટવું છે. અને બીજાની વાતો ખોટી કરવા બધાંની ગેરહાજરી બતાવવી છે.

ગૌરી: મેં ક્યારે કહ્યું હતું કે હું ન્યાયાધીશ છું? હું તો પહેલેથી જ પક્ષકાર હતી.

હીરા: કાંઈ નહિ. ત્યારે મોટાભાઈને બોલાવો. હવે આનો ફડચો તો કરવો જ જોઈએ.

હું: હા; મોટાભાઈને બોલાવો.

હીરા: મોટાભાઈ, જરા આમ આવશો?

મોટાભાઈ: કેમ, છે શું? સુખે પેપર પણ નહિ વાંચવા દો?

હીરા: તે અમારે પણ પેપર વાંચતાં જ મુશ્કેલી આવેલી છે માટે બોલાવીએ છીએ.

મોટાભાઈએ આવીને કહ્યું: ઓહો! આ કોલાહલ શો? યૂરોપનું યુદ્ધ ભજવો છો કાંઈ?

હીરા: હા! લગભગ યુદ્ધ જેટલા પક્ષકારો થઈ ગયા છે. એક બે ખૂટતા હશે.

મોટાભાઈ: લો ત્યારે હું પણ પક્ષકાર થાઉં. બોલો શું છે?

હીરા: ના; આમાં તો ન્યાય કરવો પડશે. પક્ષકાર થયે કામ નહિ આવે. તકરાર મોટી થઈ પડી છે. હું અને ભાઈ વચ્ચે તકરાર પડી છે.

ગૌરી વડીલને જોઈ ચાલવા જતી હતી તેને પકડી રાખી તે ફરી બોલી: લો, ભાભીસાહેબનું દફતરમાં નામ ન નોંધાવ્યું એટલે એ તો રિસાઈને ચાલ્યાં. એમનો પણ દાવો

છે અને બાનો પણ દાવો છે. આપણા ઘરમાં ડાહ્યલો હતો તેના હાથમાંથી બાટલી કોણે લઈ લીધી તે સવાલ છે. હું કહું છું મેં લીધી અને ભાઈ કહે છે—

મોટાભાઈઃ હા, તે તમે બધાંએ ઘણીવાર એના હાથમાં-થી બાટલી લીધી હશે તેમાં તકરાર શી કરો છો ? મેં તો માત્ર એકવાર ડાહ્યલાના હાથમાંથી બાટલી લીધેલી. મેં તેને સ્ટવ સળગાવવાનું કહ્યું: તેણે થોડો સ્પિરિટ નાખીને સળગાવ્યો. મેં કહ્યું: ' અલ્યા, ઓછો પડશે ' એટલે મૂરખો સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાખવાનું કરતો હતો. મેં તેના હાથમાંથી બાટલી લઈ લીધી.

હીરાઃ આ તો તમે પણ ખરેખર પક્ષકાર થઈ ગયા ! હવે કરવું શું ?

બાઃ હવે મોટાં ભાભી બાકી રહ્યાં. એ પણ કહે કે મેં સળગતું બચાવ્યું હતું એટલે થયું. નાટક પૂરૂં થાય.

બરાબર આ જ વખતે મોટાં ભાભી આવી પહોંચ્યાં.

હીરાઃ ભાભી, આયુષ્ય તો લાંબું છે. બોલો આપણા ઘરમાં સ્પિરિટ સળગાવતાં ડાહ્યલાના હાથમાંથી બાટલી કોણે લઈ લીધી હતી ? જો જો, મેં જ લીધી'તી એમ ન કહેતાં.

મોટાંભાભીઃ તમે પણ એ જ વાત કરો છો ! હું તો માનું જ છું કે મનોમન સાક્ષી છે. ( મારા સામું જોઈને ) વિચારસંદેશા ચાલે તેને અંગ્રેજીમાં શું કહે છે ? તમે કાંઈ કહ્યું હતું ને ?

હુંઃ ટેલીપથી (Telepathy).

મોટાંભાભીઃ હું તો ટેલીપથીને માનું છું. દીનુભાઈને ઘેર બેસવા ગઈ'તી ત્યાં ડાહ્યલાની વાત નીકળતાં મેં હમણાં જ કહ્યું કે એ મૂરખો સળગતા સ્ટવમાં સ્પિરિટ નાખવા જતો હતો તે મેં બાટલી પડાવી લીધી હતી. અને અહીં આવું છું તો તમે પણ એ જ વાત કરો છો ! પૂછી આવો વળી ખોટું કહેતી હોઉં તો.

હીરાઃ પણ ભાભી, આ તો વિચિત્ર ટેલીપથી થઈ. આવી તો દુનિયામાં નહિ હોય. અમે વાત તો એ જ કરીએ છીએ પણ અમે દરેક એમ કહીએ છીએ કે એ બાટલી મેં લીધેલી.

મોટાભાઈઃ લો યૂરોપીય યુદ્ધ જેટલા પક્ષકારો થઈ ગયા.

હુંઃ પણ ત્યારે આનો નિવેડો શો આવ્યો ?

મોટાંભાભીઃ નિવેડો એ કે બધાંએ હવે ચહા પીવી.

હુંઃ પણ બાટલી કોણે લીધી ?

મોટાંભાભીઃ જે ચહા પીએ એણે.

*　　*　　*　　*

એ વખતે તો મેં એ નિવેડો સ્વીકારી લીધો. પણ તમને બધા શાસ્ત્રીઓને પૂછું છું: આમાં ખરૂં કોણ? અને આ ગોટાળાનું કારણ શું ?

મને એટલું હો એટલું કહો કથી રે લોલ,
માન્યું અમાન્યું હો સંત કાં થતું નથી રે લોલ ?
ધાર્યું અધાર્યું હો સંત કાં થતું નથી રે લોલ ?

( દ્વિરેફની વાતો )



# શ્રીનગર–કાશ્મીર

ઇટલીનું વેનીસ શહેર કાંઈ મેં જોયું નથી. કઈ રીતે કહું કે કાશ્મીરમાં આવેલું શ્રીનગર એ હિંદુસ્તાનનું વેનીસ છે ? શ્રીનગરમાં રસ્તાઓ પાણીના છે. જેમ બીજા શહેરોમાં ગાડીમાં બેસી એક મોહોલ્લાથી બીજા મોહોલ્લામાં જવાય છે તેમ ત્યાં હોડીમાં બેસીને જવાય છે. આપણે અહીં બે ચાર ગાડીઓ સામટી રસ્તા ઉપર જતી હોય તો કેટલો અવાજ થાય છે ! જાણે મગજ પીંજાતું હોય ! શ્રીનગરમાં એવું કાંઈ ન મળે. લાંબી લાંબી અને સાંકડી હોડીઓ કશો અવાજ કર્યા વિના તીરની પેઠે ચાલી જાય છે. નદીનાં પાણી પણ કેવાં ધીમાં ! હોડીને ઉપરથી નીચે જતાં જેટલી વાર લાગે છે, લગભગ તેટલી જ વાર નીચેથી ઉપર જતાં થાય. નદી વહે છે સર્પાકારમાં. એની બન્ને બાજુએ લાંબી લાંબી નહેરો ખોદેલી છે. નદી અને નહેરોને બન્ને કાંઠે મકાનો ઉભાં છે. તેથી આ જળમય રસ્તાની સગવડ મળી છે.

શ્રીનગર એ કાશ્મીરની રાજધાની છે. હિમાલયના ઉત્તુંગ પહાડોની વચ્ચે પક્ષીના માળા જેવો ત્રીસ ચાળીસ માઇલનો સપાટ પ્રદેશ છે તેમાં આ શહેર આવેલું છે. ઉપર કહી ગયા તેમ વિતસ્થા નદી (હાલ એને જેલમ કહે છે) છે બહુ સૌમ્ય અને ધીમી, પણ જ્યારે વરસાદથી અથવા પહાડ ઉપરનો બરફ ઓગળવાથી રેલ આવે ત્યારે તો શ્રીનગરનાં ઘરોમાં પાણી ભરાઈ જાય છે. અનેકવાર ઘરો પડી પણ જાય છે. નદી ઉપર સાત પૂલ બાંધેલા છે. ત્યાં તેને ‘ કદલ ’ કહે છે.

શ્રીનગર જવાના બે મુખ્ય રસ્તા છે. એક રાવલપીંડી થઈને અને બીજો જમ્મુ થઈને. રાવલપીંડીનો રસ્તો જેલમ નદીને કાંઠે કાંઠે જાય છે. આ રસ્તે ટાંગા અને મોટર જઈ શકે છે. જમ્મુનો રસ્તો પહાડી હોઈ પગરસ્તો છે. ઘોડા એ રસ્તે જઈ શકે. આપણા ઘોડા નહિ પણ કાશ્મીર તરફનાં ટટ્ટુઓ. રાવલપીંડીનો રસ્તો અનેક ઠેકાણે ટેકરીઓ તોડીને તૈયાર કરેલો હોવાથી ચોમાસામાં જોખમભરેલો થાય છે. ટેકરીઓ મોટા મોટા ગોળ ગોળ પથરાઓ અને માટીની બનેલી છે. વરસાદ પડે એટલે માટી પોચી થઈ જાય છે અને મોટા પથરાઓ ઉપરથી ગબડતા રસ્તા પર આવીને પડે છે. ગાફેલ મુસાફર અથવા ગાડી ઉપરથી પડતા પથરાના વરસાદ નીચે દટાઈ જવાનો ઘણો ભય રહે છે.

પણ આ બધું બારામુલ્લા (વરાહમૂલમ્) સુધી જ. ત્યારપછી એકદમ કાશ્મીરનો રમણીય પ્રદેશ શરૂ થાય છે. બારામુલ્લાથી રસ્તો એવો તો સપાટ અને સીધો છે કે આંધળો પણ સીધો ચાલ્યો જાય. એમાં વળી બન્ને બાજુએ બે બે હાથને છેટે 'સફેતા' નાં સીધાં અને ઊંચાં ઊંચાં ઝાડ. કવિઓએ નંદનવનની કલ્પના કાશ્મીર ઉપરથી જ કરી હશે. જમ્મુનો રસ્તો જહાંગીર બાદશાહે વધારે રૂઢ કર્યો હતો. આ રસ્તો પીરપુંજાલ પહાડ ઓળંગીને આપણને એકદમ પૃથ્વી ઉપરના સ્વર્ગ તરફ લઈ જાય છે. એક ઊંચા ઊંચા અને લીલાછમ વનસ્પતિથી ઢંકાયલા પહાડના પગથિયા પાસે આપણે આવી પહોંચીએ કે તરત જ એક અષ્ટકોણ તળાવ નજરે પડે છે. અંદરનું પાણી જાણે નીલમણિનો અમૃતરસ. જોતાં વાંત થાય

છે કે અહીં ગળીનાં રંગેલાં કપડાં કોઈએ ધોઈ કાઢ્યાં હશે. પણ એટલું સ્વચ્છ, મીઠું અને ઠંડું પાણી બીજે કયાં મળે ? તળાવ જહાંગીર બાદશાહે બંધાવેલું છે. આ તળાવમાં જ જેલમ નદીનું મૂળ છે. તળાવમાંથી સુંદર બાંધેલી નહેર ચાલે છે, જેની અંદર અસંખ્ય માંછલાં વિચરે છે. આ ભાગમાં માંછલાં પકડવાની મનાઇ ન હોત તો ક્યારનીએ આ શોભા નષ્ટ થઈ ગઈ હોત. આ સ્થાનને વેરીનાગ કહે છે. આગળ જતાં ખનબલ કરીને એક સ્થાન આવે છે ત્યાંથી જેલમ નદી હોડીઓ ચલાવવા જેટલી મોટી થાય છે. જેલમને સીધું ચાલવાનું સૂઝતું જ નથી. એક ઠેકાણે તો બે અઢી માઈલ આગળ વધતાં વાંક લઈ લઈને એણે ચૌદ માઇલનો વિસ્તાર કરી નાંખ્યો છે.

શ્રીનગર પાસે બે સુંદર ટેકરીઓ છે. એક બહુ ઊંચી છે. બીજી ઊંચી નથી, પણ ખૂબ પહોળી છે. ઊંચી ટેકરીને શંકરાચાર્યની ટેકરી કહે છે. મુસલમાનો તેને તખ્ત–ઈ–સુલેમાન કહે છે. ત્યાંથી ચારે તરફ દૂર સુધીનો દેખાવ અત્યંત ચિત્તાકર્ષક છે. એના ઊપર લગભગ ૨૨૦૦ વર્ષનું જુનું મહાદેવનું એક મંદિર છે. પહોળી ટેકરીને હરિપર્વત કહે છે. અકબર બાદશાહે એના ઉપર કિલ્લો બાંધ્યો છે. આ ટેકરી પર માતાજીનું સ્થાનક છે. જહાંગીરની બેગમ નૂરજહાં હરિપર્વત પર રહેવા આવતી ત્યારે બદામના ઝાડ તળે બેસતી. નૂરજહાં આવે તે પહેલાં ગરમીથી બદામનાં ફૂલ ખરી ન પડે એટલા માટે કાશ્મીરનો સુબો ઝાડની આસપાસ બરફ પથરાવતો. નૂરજહાં આવે કે બરફ કાઢી નાંખવામાં આવતો

અને પડું પડું થઈ રહેલાં ફૂલોની એકદમ વૃષ્ટિ થતી. એક બેગમને એક રોજને માટે ખુશ કરવા ખાતર હજારો મજુરોને બરફમાં કામ કરવું પડતું.

શ્રીનગરની આસપાસ શાલામાર બાગ, નિશાત બાગ, વગેરે અત્યંત રમણીય બગીચાઓ છે. તેની અંદર ઊડતા ફુવારા, આસપાસનાં ઝાડો, અને નાક તથા ગાલ ઉપર બટકાં ભરતો ઠંડો પવન, એ બધાનો આનંદ એવો તો ઉન્માદકારી હોય છે કે એ સ્થાન છોડીને જવાનું મન જ થતું નથી. પણ શ્રીનગરની મુખ્ય શોભા તો ત્યાંનો ચીનારબાગ. ચીનાર એ વૃક્ષોનો રાજા છે. વડના જેવું એનું મોટું થડ હોય છે. એનો વિસ્તાર વડ અને પીપળા કરતાં મોટો હોય છે અને પાંદડાં એરંડીનાં પાંદડાં જેવાં મોટાં અને કરકરિયાવાળાં હોય છે. પણ પાંદડાનો રંગ એરંડીના જેવો ફીકો નહિ પણ ઘેરો લીલો હોય છે. એક ઝાડ એક તંબુ કે ધર્મશાળાનું કામ સારે.

શ્રીનગરની આસપાસનાં ખેતરોમાં ઠેકઠેકાણે ઊંટની ડોક જેવા લાંબા લાંબા વાંસ દેખાય છે. આના વતી ત્યાંના છીછરા કુવાનું પાણી ખેતરોને પવાય છે. ગુજરાતમાં પણ કેટલેક ઠેકાણે આ રચના દેખાય છે.

શ્રીનગર જવું હોય તો અષાડશ્રાવણમાં જવું જોઈએ. અષાડ મહિનામાં ત્યાંની વનશ્રીનો વસન્ત પૂર બહારમાં હોય છે. ગુચ્છાદાર ફૂલોની અંદર કોક કોક ઠેકાણે લીલાં લીલાં પાંદડાં જોઈને ખૂબ આનંદ થાય છે, અને સાથે સાથે જમીનની સમૃદ્ધિનો સહેજે ખ્યાલ આવે છે. શ્રાવણ પુરો

થયો કે સફરજન, પેર, ચીકુ, ગૌરીફળ, અખરોટ, વગેરે જાતજાતનાં ફળોની ઉજાણી સૃષ્ટિમાતા આપણને આપે છે. નાસપાતીનો તો ત્યાં કોઈ ભાવ પણ પૂછતું નથી. સુવાસિક ભાત અને કડમની ભાજીનો સાદો આહાર પણ ત્યાં અત્યંત મિષ્ટ લાગે છે. રસોઈમાં આમલી કે કોકમને બદલે ખાટી દ્રાક્ષ અને દાડમ (અનાર) વપરાય છે. લોકો લગભગ બધા જ માંસાહારી છે. કાશ્મીરમાં ન્યાતો તો બે જ, બ્રાહ્મણ અને મુસલમાન. બ્રાહ્મણોને પંડિત કહે છે. જે મુસલમાન નથી તે પંડિત. ખાસ શ્રીનગરમાં એંસી ટકા કરતાં વધારે વસ્તી મુસલમાનોની છે. શ્રીનગરમાં જુની કારીગરી ખૂબ છે. અખરોટના લાકડાની જાતજાતની વસ્તુઓ બનાવવામાં આવે છે અને તેમાં હાથીદાંતની વેલપત્તી જડવામાં આવે છે. કાશ્મીરી શાલો તો પ્રખ્યાત છે જ. શાલના છેડા ઉપર કોઈ પણ ભાત પ્રથમથી આંક્યા વગર ત્યાંના મુસલમાન કારીગરો બેઠા બેઠા સુંદર કોર અને છેડા ઉપરનાં પાન તૈયાર કરે છે. અહીંની મીનાકારી પણ ખૂબ વખણાય છે. કાશ્મીરનો વહેપાર મધ્ય એશિયા સાથે હમેશાં ચાલતો આવ્યો છે.

કાશ્મીરની હવા બહુ જ ઠંડી હોય છે એ કહેવાની જરૂર નથી. આની સામે ત્યાંના લોકોએ બહુ રમુજી ઇલાજો યોજ્યા છે. પટ્ટુના લાંબા લાંબા ડગલા પહેરે છે, એટલું જ નહિ પણ ડગલાની બાંહ્ય હાથની આંગળીઓ કરતાં પણ વેંત બે વેંત લાંબી રાખે છે. નિશાળે જતો છોકરો એક બે ચોપડી હાથમાં લે તોપણ તે બાંહ્યની અંદર ઢંકાઈ જાય. છોકરાઓને કાંઈ ખાવું હોય તોપણ બનતા સુધી

બાંહ્યમાંથી હાથ બહાર કાઢતા નથી. ખાવાની વસ્તુ બાંહ્યના કપડા વતી પકડીને જ પતાવી દે છે. મુસાફરો એક નેતરની ટોપલીમાં નાનકડી સગડી રાખી તે ગળામાં બાંધી દે છે, અને તેના ઉપર હાથ શેકે છે.

શ્રાવણપૂર્ણિમાએ અમરનાથની યાત્રા થાય છે. જ્યાં મનુષ્ય વસ્તી નથી એવા પ્રદેશ વચ્ચે થઈને ચાર દિવસની મુસાફરી કરી યાત્રીઓ અમરનાથની ગુફામાં પહોંચે છે. ગુફાના એક ખુણામાં પાણી ટપકે છે અને તે ઠરીને બરફ થઈ જાય તેનું કુદરતી જ શિવલિંગ બને છે. કુદરતના જ નિયમ પ્રમાણે બનતો આ અદ્‌ભુત બનાવ જોવા હજારો યાત્રીઓ ભેગા થાય છે.

આપણે કાશ્મીર જઈએ તો ત્યાં ભાડે ઘર રાખી રહેવાની જરૂર નથી. મોટી મોટી હોડીઓ પર લાકડાની ત્રણ ચાર ઓરડીઓ બાંધેલી હોય છે. તેમાં રહેવાની સગવડ સારી હોય છે. રસોડું, સુવાની ઓરડી, દિવાનખાનું, અને ઉપરની અગાશી, અને અગાશી ઉપર ચાર પાંચ ખુરશીઓ, એવી સુંદર સગવડ આ નૌકાગૃહોમાં હોય છે. અને લાભ એ કે ગમે ત્યારે ગમે ત્યાં ઘર લઈ જવાય છે. આજે શ્રીનગરમાં તો કાલે અનંતપુર પાસે. એક દિવસ બીજબ્યારામાં તો બીજે દિવસ ખનબલ. હોડી ખેંચનાર માંજીઓ આપણે વાંધો ન હોય તો રાંધીને પણ ખવડાવે છે.

યૂરોપીઅન લોકો શ્રીનગરમાં ઓછા રહે છે, પણ શ્રીનગરથી થોડે દૂર ગુલમર્ગ કરીને એક પહાડ છે તેના ઉપર તેમણે એક યૂરોપીઅન શહેર જ વસાવ્યું છે.

કાશ્મીરમાં રેલવે નથી તેથી ઘી, દૂધ, ચોખા, ફળ, બધું સસ્તું મળે છે, અને હવા બહુ જ સારી હોવાથી તંદુરસ્તી પણ બહુ સારી રહે છે. દુનિયાના જેટલા મુસાફરો કાશ્મીરમાં આવ્યા છે તેઓ બધા કહે છે કે કાશ્મીર એ સાચે જ પૃથ્વી ઉપરનું સ્વર્ગ છે.

(મધપૂડો)

## બોળો

વૈશાખ મહીનાને બળબળતે બપોરે ખોખરાના ડુંગરામાં બફાએલો ઘોડેસવાર એક વાડીએ આવીને ઉતરી પડયો. પોતે ને ઘોડો બેઉ પરસેવે નાહી રહ્યા હતા. હાંફતા ઘોડાને વાડીના વડલાને થડ બાંધીને અસવારે હથિયાર ઉતાર્યાં. ધોરીઆને કાંઠે બેસીને પોતે હાથપગ ધોવા લાગ્યો. ગામનું નામ ભુંભલી છે ને વાડીના ધણીનું નામ છે સોંડો માળી.

સોંડો માળી કોસ હાંકતો હતો. કંગાલ બે બળદ કોસ ખેંચતા હતા. કાગડાએ ઠોલી ઠોલીને લોહીલોહાણ કરી નાખેલ કાંધઃ સોંડાએ ઉમેળી ઉમેળીને તોડી નાખેલ પુંછડાંઃ બેસુમાર બગાંઓઃ લોહીમાંસ વિનાનાં શરીરનાં બે હાડપિંજરઃ એવા એ બે બળદો છે. એકસો ને એક કાણુંવાળો એ કોસ છે. મંડાણ ઉપર પહોંચે ત્યારે અંદર માત્ર એક બોખ પાણી રહે! અને ચીંથરેહાલ એ સોંડો! અસવાર એ બધું નિહાળી રહ્યો. હાથ મોં પર પાણી છાંટીને પોતે તડકો ગાળવા ધોરીઆને થડ કુણી લીલી ધ્રો ઉપર અંગ ઢાળીને બેઠો.

કોસ હાકતાં હાકતાં સોંડાએ વાત ઉચ્ચારીઃ "ક્યાં રે'વાં ?"

"રે'વાં તો ભાવનગર."

"ત્યારે તો મહારાજના નોકર હશો ?"

"હા, છીએ તો રાજના નોકર."

"સપાઈ લાગો છો, સપાઈ."

"હા, સપાઈ છીએ."

"એલા, તમે નમકહલાલ કે નમકહરામ ?"

"કેમ, ભાઈ! નિમકહરામ ને નિમકહલાલ વળી કોને કહેવાય ?"

"નમકહલાલ હો તો ઠાકોરને કહો નહિ ?"

"શું ?"

"કે આખો દી સાંસલાં ને કાળિયાર જ માર્યા કરશે કે વસ્તીના સામું કોક દી જોશે ? ખેડુના ઘરમાં ખાવા ધાન નો રે'વા દીધું ! ઈ તો રાજા છે કે કસાઈ ! વસ્તી તો કેમ જાણે એના ગોલાપા કરવા જ અવતરી હોય !"

સોંડો તો કોસ હાંકતો જાય ને રાજાને બેસુમાર ગાળો દેતો જાય. અસવારનું મોં મલકતું જોઈને સોંડાની જીભમાં સાતગણો વેગ આવવા લાગ્યો. એણે ન કહેવાનાં વેણ કહી નાખ્યાં.

અસવારને કકડીને ભૂખ લાગેલી. સોંડાની શબ્દ-પ્રસાદીથી તો એની ભૂખ ઉલટી વધી. સોંડાને એણે પૂછ્યુંઃ "ભાઈ, ભૂખ લાગી છે, કાંઈ ખાવાનું આપીશ ?"

"શું આપે ? કાળજાં અમારાં ? તમે બધાએ ભેળા

થઈને ખેડુના ઘરમાં ધાન ક્યાં રહેવા દીધું છે? બોળો ખાવો છે, બોળો?"

"બોળો શું?"

"બાપગોતર બોળો ય દીઠો નથી ને!" એમ બોલીને સોંડાએ વડલાને ડાળે એક નવી દહોણી ટીંગાતી હતી તે ઉતારી. છાશની અંદર ઘઉંનું થુલું નાખીને ખેડુ લોકો રાંધે અને પછી એમાં મીઠું નાખીને ખાય એનું નામ બોળો. સોંડો પોતાને માટે સવારે બોળો લઈ આવેલો. લાવીને એને ઊંચે વડલાની ડાળે ટીંગાડેલો. એક તો દહોણી નવી હતી, ઉપરાંત એ વડલાની ઘટાને છાંયડે શીળી હવામાં ઘણી વાર સુધી રહી, એટલે બોળો અતિશય શીતળ બની ગએલ. પાંદડાંનો એક દડીઓ બનાવીને સોંડે એમાં બોળો ભરી પરોણાને આપ્યો. ક્ષુધાતુર અને તાપમાં તપેલા એ શિકારી ક્ષત્રીને ખાટી અને શીતળ વસ્તુ એવી તો મીઠી લાગી, કે પળવારમાં એક દડીઓ ખલાસ કરીને એણે કહ્યું: "વધારે છે?" સોંડે મીઠું મીઠું હસીને કહ્યું: "કેમ મારે ખાવાનેય નથી રહેવા દેવોને?" એમ કહીને એણે બીજો દડીઓ ભરી દીધો. મહેમાનને એવી તો લજ્જત આવી કે હર્ષભેર સોંડાએ આખી દહોણી ખાલી કરી. બધો બોળો મહેમાનને ખવડાવી દીધો.

પરોણાનું પેટ ઠર્યું, તેમ દુઃખદાઝથી ભરેલા એ ખેડુતની આટલી ઉદારતા જોઈને તેનું અંતર પણ ઠર્યું.

તડકો નમ્યો. સાંજ પડી. શિકારી સવાર થયો, જાતાં જાતાં એણે પૂછ્યું: "ભાઈ, તારૂં નામ શું?"

" સોંડો. "

મુસાફરે ગજવામાંથી નોંધપોથી કાઢીને નામ લખી લીધું. સોંડો બોલ્યો: " કેમ, બોળો ચાખીને દાનત બગડી તો નથી ને? નામ શીદ લખછ, બાપા ? "

હસતાં હસતાં અસવાર બોલ્યો:

" ભાઈ, ભાવનગર કોક દિવસ આવશો ને ? "

" હં, ભાવનગર આવીએ એટલે તારા જેવા સપાટા ઠોંસે ચડાવીને વેઠે જ ઉપાડી જાય ! તેં તો વળી બોળો ખાધો, ને નામે લખ્યું, એટલે ઓળખીતાને બે ઠોંસા વધુ લગાવ્ય, ખરૂં ને ? ભગવાન અમને કોઈ દી ભાવનગર ન બતાવે ! "

બીજા દિવસનું મોંસૂઝણું થયું ત્યારે છાશરોટલો શિરાવીને સોંડો માથે કોસ મેલી, વરત વરતડી પૈ અને ઢાંઢા સોતો, વાડીએ જવા નીકળે છે. બરાબર એ જ ટાણે બે હથિયારબંધ ઘોડેસવારો આવીને ઉભા રહ્યા, અને પૂછ્યું: " સોંડો માળી કોનું નામ ? " " મારૂં નામ સોંડો, " કહીને ધડકતે હૈયે સોંડો થંભ્યો.

" તમને ભાવનગર તેડાવ્યા છે. "

" કોણે, બાપા ? "

" ઠાકોર વજેસંગજીએ પંડે. "

આ સાંભળીને સોંડાના અંતરમાં ફાળ પડી. એને ગઈ કાલની વાત સાંભરી. લાગ્યું કે નક્કી કાલ મેં ગાળ્યું દીધેલી ઈ ઓલ્યે અસવારે જઈને ઠાકોરને સંભળાવી હશે, અને હવે નક્કી મને કેદમાં નાખશે.

બોલાસ સાંભળીને સોંડાની ઘરવાળી અને એનાં

છોકરાં પણ બહાર નીકળી ઓસરીએ ઊભેલાં. એને કંઈ સમજ ન પડી. સોંડે બાયડીને કહ્યું: "હવે આપડા તો રામરામ સમજવા !"

બળદ અને કોસ મેલી દઈ સોંડો અસવારોની સાથે ભાવનગરને પંથે ચડયો. માર્ગે જાતાં જાતાં મનથી નક્કી કર્યું, કે ભલે હાથમાં કડીયું જડે પણ ભેળાભેળ ઠાકોરને મોંઢામોંઢ જ મારે ઈ નાં ઈ વેણ સંભળાવી દેવાં છે. હવે લુંટાણા પછે ભો શેનો રાખવો ?

સોંડો પહોંચ્યો. રાજમહેલની મેડી પર ચડવા લાગ્યો. ઉપર ચડીને ઓરડામાં જ્યાં નજર કરે ત્યાં તો સ્તબ્ધ બની ગયો ! એણે કાલના ઘોડેસવારને ગાદી ઉપર બેઠેલ જોયોઃ એ તો ઠાકોર પોતે ! સોંડો ભયભીત બની ગયો.

ઠાકોર વજેસંગજીએ એને પોતાની પાસે બેસાડયો ને પંપાળીને પૂછયું: "પણ સોંડા, તું બીવે છે શા માટે?"

"બાપા, કાલે તમને બહુ ગાળો દેવાઈ ગઈ એટલા માટે."

"એમાં શું ખોટું થયું ભાઈ? તમે તો અમારાં છોરૂ કહેવાઓ. તમારે દુઃખ હોય તો દુઃખ રોવાનો હક છે. બચ્ચાંની ગાળો તો માવતરને ઉલટી મીઠી લાગે."

સોંડો શાંત પડયો. ઠાકોરે કચેરીમાં બેઠેલાઓને આગલા દિવસની વાત સંભળાવી: "ઓહો જેસાભાઈ! પરમાણંદદાસ! શું કહું? આ ભોળીઆ ખેડુનાં વગર ઓળખ્યે આદરમાનઃ એ મીઠો બોળોઃ અને એથી યે મીઠી એની સાચુકલી ગાળોઃ એવી મઝા મને આ મોલાત્યુંની મીઠાયુંમાં નથી પડી." બોલતાં બોલતાં ઠાકોરની છાતી ફૂલવા લાગી.

ઠાકોરે ફરી પૂછયું: "સોંડા, તારે કેટલી જમીન છે ?" "બાપુ, સો વીઘાં જમીન ને એક કોસની વાડી છે." મહારાજાએ જેસાભાઈ વજીરને કહ્યું: "એક ત્રાંબાનું પતરૂં મંગાવો."

ત્રાંબાનું પતરૂં આવ્યું. એના ઉપર ઠાકોરે લખાવ્યું કે "સોંડાને બાર સાંતીની જમીન અને છ વાડીના કોસ આપવામાં આવે છે."

પતરા પર એ લખાણું. પાછા ઠાકોર બોલ્યા: "અને પતરામાં લખો કે આ બધું ઠાકોર એનો બીજો જમ્યા તે માટે આપ્યું છે."

પછી દરબાર બોલ્યા: "પણ એ બિચારો એટલી જમીન ખેડવાના બળદ લેવા કયાં જશે? આપો બાર બળદ."

બાર બળદ આપ્યા.

વળી દરબારે કહ્યું: "બિચારો વાવણી કરવા દાણા લેવા કયાં જશે? આપો વીશ કળશી બાજરો."

બાજરો આપ્યો.

"બિચારાનાં છોકરાં છાશ લેવા કયાં જશે? આપો ચાર ભેંશો."

ચાર ભેંશો અપાઈ.

"રૂપીઆ એક હજાર આપો."

માથે મધરાસી શેલું બંધાવીને સોંડાને ભુંભલી પહોંચાડી દીધો.

સોંડાના પરિવાર પાસે અત્યારે પણ એ લેખ મોજુદ છે. એના પૌત્રો આબાદ સ્થિતિમાં છે.

(સૌરાષ્ટ્રની રસધાર-૧)



## છપ્પો

પાણી આપને પાય, ભલું ભોજન તો દીજે,
આવી નમાવે શીશ, દંડવત કોડે કીજે;
આપણ ઘાસે દામ, કામ મહોરોનાં કરીએ,
આપ ઉગારે પ્રાણ, તે તણા દુખમાં મરીએ;
ગુણ કેડે તો ગુણ દશગણો, મન વાચા કર્મે કહી;
અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.

સામળભટ



## ટિપ્પણ

# કવિ દલપતરામ ડાહ્યાભાઈ

## ( ક૦ દ૦ ડા૦ )

ઇ. સ. ૧૮૨૦—૧૮૯૮

આપણા કવિ ન્હાનાલાલના પિતા દલપતરામભાઈએ એમના જમાનામાં ગુજરાતની સારી સેવા બજાવી છે. ફારબસ સાહેબ એમની મદદ વગર ઝાઝી શોધખોળ કરી શકત નહિ; ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ એમની સદાની ઋણી છે; જુની વાચનમાળાનાં સુબોધક કાવ્યો એમના વગર કોણ લખી આપત? કવિએ રાજાપ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરી હતી. "ધીરે ધીરે સુધારાનો સાર, સજન સ્નેહ-સહિત સંભળાવજો" એ એમનું જીવનસૂત્ર હતું.

### ભાદરવાનો ભીંડો

(પૃ. ૧) ડાહ્યા માણસનું વર્તન હલકા માણસની હલકાઈની સરખામણીમાં કેવું હોય તે આ કાવ્ય શીખવે છે. ક્યાં ગંભીર વિશાળ વડનું મોટું વૃક્ષ અને ક્યાં ભાદરવાના ભીંડાનો અલ્પજીવી છોડ?

**સર્વથા** (सं)—બધી રીતે, સર્વ પ્રકારે.

**સર્વદા** (सं)—હમેશાં, સદા.

ઉપલા બે શબ્દોના અર્થમાં મોટો ફેર છે.

### ખૂંધી ડોશી

(પૃ. ૧) જુવાન માણસ પોતાની જુવાનીના તોરમાં વૃદ્ધ ડોશીને હસે છે, પણ ડોશી તો એના માથાની નીકળી! કેવો ચૂપ કરી દીધો!

**અછતી**—છતી નહિ, પ્રગટ નહિ, ખોવાએલી.

**દીવાની** (ફા.)—ગાંડી, ઉન્મત્ત.

**જરા** (सं.)—ઘડપણ.

**માયા** (सं.)—સંસાર.

## ઊંટ

(પૃ. ૨) પારકાના નાના દોષ તરત દેખાય છે, પોતાના મોટા પણ દેખાતા નથી; એ જનસ્વભાવનું આ વર્ણન છે.

**વારણ** (સં.)—હાથી

જુની વાતોમાં શિયાળ બુદ્ધિવાળું ને લુચ્ચું લેખાયું છે. 'ઊંટનાં અઢારે વાંકાં' એવી કહેવત પ્રસિદ્ધ છે.

## અંધેરી નગરી

(પૃ. ૨) આ કાવ્ય જેટલું સરળ છે તેટલું રસિક ને બોધક છે. 'શોધી ચઢાવો શૂળીએ, જાડા નરને જોઈ' એ શબ્દો લગભગ કહેવતરૂપ થઈ ગયા છે. આવો ન્યાય જગતમાં ઘણી જગાએ જોવામાં આવે છે. મફતિયું ખાઈને જાડા થવામાં કેટલું પાપ છે, સમાજનો કેટલો દ્રોહ છે, તે પણ દર્શાવવાની કવિએ કોશીશ કરી છે.

**ટકે-ખાજાં**—કેવી સુન્દર કલ્પના!

**તસ્કર** (સં.)—ચોર.

**શોધી-જોઈ**—બરાબર યોગ્ય ન્યાય!

**અદ્‌ભુત** (સં.)—નવાઈ પમાડે એવું.

કાવ્યનો અન્ત પણ કેવો મઝાનો!

## ખોટી હરિફાઈ

(પૃ. ૪) **અભિલાષ** (સં.)—ઇચ્છા, અભિલાખ.

| | |
|---|---|
| विष—વિખ-વખ<br>ऋषि—ઋખી, રૂખી<br>भाषते—ભાખે<br>षट्—ખટ | નિયમ શોધો. |

**મર્કટ** (સં.)—માંકડું.

**મુનિ** (સં.)—મૌન રાખે તે, વાણી પર સંયમ રાખે તે, ઓછાબોલા.

**વિકરાળ** (સં.)—वि+कराल, વિશેષ ભયંકર, ખૂબ બિહામણું.

કરાળ, વિકરાળ—જોડણી ધ્યાનમાં લો.

છેલ્લી કડીમાં બધો સાર કહી દીધો છે. બીજાના ગુણ ગાવા, પોતાના ગુણ દાબી રાખવા, એ જ સજ્જનનું લક્ષણ છે.

## ધૂળધોણી

(પૃ. ૬) છેલ્લી બે લીટી બહુ પ્રસિદ્ધ થઈ છે.

**કેદાર**—બદરીકેદારનાથ (હિમાલયમાં).

## સદાચરણ

(પૃ. ૬) **મર્મ** (સં)—રહસ્ય.

ઘણા સંપ્રદાયી ધર્મગુરુઓ ઢોંગી હોય છે એ અનુભવની વાત છે.

## સંપનો મહિમા

(પૃ. ૬) સામળભટે ઉદ્યમકર્મસંવાદ રચ્યો, તેના જેવો દલપતરામે સંપલક્ષ્મીસંવાદ રચ્યો. દલપતરામના કાવ્યમાં દેશદાઝ સ્પષ્ટ જણાઈ આવે છે, સામળના કાવ્યમાં માત્ર વિનોદ છે.

**નિર્ધનશાહ**—પૃથ્વી પર વસનારો એક ગરીબ નિર્ધન વાણીઓ.

**તુઠયા**—તુષ્ટ થયા, પ્રસન્ન થયા.

એથી ઉલટો શબ્દ–રૂઠયા. 'રૂઠયા જ્યારે ભગવાન.'

**ત્રિલોચન** (સં)—ત્રણ આંખવાળા મહાદેવ.

ગણી–રંક—લક્ષ્મીને તુચ્છ લેખીને.

**તજાવી–પધારે**—સંપ તૂટે એટલે લક્ષ્મીનો નાશ થાય.

**સદા–મોટી**—કેટલો ઉપયોગી ઉપદેશ!

**અલખત**—દોલત, સંપત્તિ.

**સ્ત્રી**—નિર્ધનશાની પત્ની (જે પહેલાં તેની સાથે ખૂબ કંકાસ કરતી હતી.)

**જુગ**—સોગઠાંબાજીની રમતમાં બે સોગઠી સાથે આવે ત્યારે મરતી નથી એ સંભારો.

અંક—૬૩, ૩૬ આ બે અંકનાં સ્વરૂપ સરખાવો. પહેલામાં બેઉનાં મોં સામસામાં (સંપીલાં) છે, બીજામાં એકબીજાની પીઠ સાથે છે (કુસંપ છે). કોની કિંમત વધારે છે?

લ્હેશે (સં. લભ્‌)—મેળવશે.

આ કાવ્યની રચ્યાસાલ સંવત ૧૯૦૮ (ઇ. સ. ૧૮૫૨) છે. કવિએ આ કાવ્ય સુરતના રસિક જનો સમક્ષ વાંચી સંભળાવ્યું હતું.

સંપ (નરજાતિવાચક) લક્ષ્મી (નારીજાતિવાચક) કરતાં બળવાન છે એમ સૂચવ્યું છે, સ્ત્રી કરતાં પુરુષ બળવાન હોય છે તેમ.

## સામળભટ

વિક્રમ સંવત ૧૭૪૦–૧૮૨૦ }
ઇસ્વી સન ૧૬૮૪–૧૭૬૪ } આ સમયમાં કવિ જીવતા હતા.

"છપ્પય સામળ ખાસ" એ દર્શાવે છે કે છપ્પા તો સામળભટના જ. સામળભટ એમ માનતા કે કવિતાનું મુખ્ય કામ માણસના મનને રંજન કરવાનું છે અને એ હેતુ એમણે બરાબર પાર પાડ્યો છે. આપણી ભાષામાં રસમય છપ્પા સામળે જ દાખલ કર્યા; તેમજ ચમત્કારભરી કાલ્પનિક વાર્તાઓથી પોતાના સમયના જનસમાજને એમણે ખૂબ રાજી કર્યો.

"ભોજ સમોવડ ભૂપ" એટલાં બધાં વખાણ કરી સૂંઝના રખીદાસ પટેલને સામળે સાતમે આસમાન ચઢાવી દીધો હતો. એમ કરીને સામળે કવિઓની પ્રતિષ્ઠા ઘટાડી હતી. છતાં કવિ તરીકે સામળનું સ્થાન ઠીક ઊંચું છે. જનસ્વભાવનું ઝીણવટવાળું અવલોકન એનાં મુખ્ય કાવ્યોમાં તરી આવે છે; કાવ્યોનાં નામ–સિંહાસનબત્રીશી, વેતાળપચ્ચીશી, નંદબત્રીશી, રાવણમંદોદરીસંવાદ, અંગદવિષ્ટિ, ઉદ્યમકર્મ સંવાદ, પંચદંડ, વગેરે.

## પેટ ભરવા વિષે

(પૃ. ૯) 'પેટ કરાવે વેઠ' એ તો કહેવતરૂપ થઈ ગયું છે. સામળનાં એવાં ઘણાં વચનો પ્રસિદ્ધ થઈ ગયાં છે: "જીવતો નર ભદ્રા

પામશે, મુઆ પછી કો નવ મળે," વગેરે.

**પેટથી–કરે છે**—बुभुक्षितः किं न करोति पापम् । ભુખ્યો માણુસ શું પાપ ન કરે ?

**નરક** (સં)—ઉલટો શબ્દ સ્વર્ગ.

બેઉ શબ્દોની જોડણી ધ્યાનમાં રાખો.

**બેશી–કારણે**—સ્વાર્થને લીધે, પોતાના પાપી પેટને કાજે, (મરાઠીમાં કહે છે તેમ પોટા સાટી,) ભલભલા માણુસોએ સ્વમાન ગુમાવ્યાં છે. પોતાને આશ્રય આપનાર રખીદાસ પટેલનાં ગુણગાન કરવામાં પોતે બહુ અજુગતું કર્યું નથી એમ આ છપ્પાઓમાં કવિ બચાવ કરતા લાગે છે !

**કૃપણ ને કર્ણ**—કંજુસ કે દાનેશ્વરી.

કુન્તીપુત્ર કર્ણ જબરો દાનેશ્વરી હતો એ કથા મહાભારતમાં પ્રસિદ્ધ છે.

**ચખહીણ**–સં. चक्षुहीन—આંખ વગરના, આંધળા.

**ચંદર**—ચન્દ્રમા જેવી પ્રકાશિત આંખોવાળા, સુલોચન.

## અજિત દંડની વાર્તા

(પૃ. ૯) પંચદંડની વાર્તામાં વિક્રમરાજા ઊડણદંડ મેળવ્યા પછી અજિતદંડ શી રીતે મેળવે છે તે વિષે આ કથા છે.

**દોશી**—કાઠિયાવાડમાં વાણીઆની અટક દોશી (ડોશી નહિ !) હોય છે. દોશીવાણીઓ–કાપડનો વહેપારી.

**નહિ–કારણરૂપ**—આ બિલાડી ન હોય; આ બિલાડીરૂપે છે તેનું કંઈક ગુપ્ત કારણ હોવું જોઈએ.

**નવજોબના**—(સં. नवयौवना)—

यति—જતિ
याग—જાગ (વિષ્ણુજાગ)
यज्ञ—જગ્ન, જગન
यम—જમ
यामिनी—જામિની

}નિયમ ઉપજાવી કાઢો.

**ચંદ્રશેખર**—અહીં રાજાનું નામ છે. મૂળ અર્થ મહાદેવ-જેમના માથામાં ચન્દ્ર બિરાજે છે.

**પ્રદક્ષિણા**—ઘણાંને પ્રદક્ષિણા ફરતાં આવડતું નથી અને તેઓ ભૂલ કરે છે. જે દેવની પ્રદક્ષિણા કરવી હોય, તેમના તરફ આપણો દક્ષિણ (જમણો) હાથ રહે એવી રીતે જ ફરાય. શબ્દમાં અર્થ સમાએલો છે.

**ગૂંજ**—ગુપ્ત, છાનું.

**સેજ**—(सं. शय्या)-સજ્જા, સેજ, પથારી.

**કશું**—(सं. कीदृशम्) કશું-શું.

---

## ગુજરાતી ભાષાની અનુપમ સેવા કરનાર

# મહાકવિ પ્રેમાનન્દ

---

'વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ;
ચાતુર્વિંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનન્દ નામ.'
(સુદામાચરિત્ર, કડવું ૧૪)

મહાકવિ પ્રેમાનન્દ વડોદરાના વતની હતા. ગુજરાત વિષે એમને અભિમાન હતું:—

'વીરક્ષેત્ર વડોદરા કહાવે, ગરવો દેશ ગુજરાતજી.'
(નળાખ્યાન, કડવું ૬૪)

'જય જય ગરવી ગુજરાત' એ સુપ્રસિદ્ધ દેશદાઝવાળી ગરબી લખનાર કવિ નર્મદે 'ગરવી' શબ્દ પ્રેમાનન્દ પાસેથી ઉછીનો લીધો હોય તો આશ્ચર્ય નથી. દેશપ્રેમીને ભાષાપ્રેમ કેમ ન હોય? ન હોય તો જ નવાઈ. પ્રેમાનન્દે ગુજરાતી ભાષાને કોઈ પણ એક વ્યક્તિથી બની શકે તેના કરતાં વધારે સમૃદ્ધ કરી, અને તેના સાહિત્યને

હિન્દુસ્થાન દેશના કોઈ પણ પ્રાન્તના સાહિત્ય સાથે ઊભા રહેવાની શક્તિ દીધી.

પ્રેમાનન્દના પિતાનું નામ કૃષ્ણારામ ભટ હતું. નાની ઉમરે કોઈ રામચરણ નામના વિદ્વાન સાધુ પુરુષના સમાગમે પ્રેમાનન્દે ખૂબ દેશાટન કર્યું, અને સત્સમાગમના બળે સારા સંસ્કાર પ્રાપ્ત કર્યા. પોતે સંસ્કૃત ગ્રન્થો સારી પેઠે વિચાર્યા હતા, એ તેમનું કોઈ પણ આખ્યાન વાંચનારને સહજ જણાય છે, છતાં તેમણે રામચરણ ગુરુની ઇચ્છા પ્રમાણે માતૃભાષાને સમૃદ્ધ અને અલંકૃત કરવામાં પોતાની સર્વ શક્તિ વાપરી અને પરિણામે ગુર્જર સાહિત્યમાં પ્રમુખપદ પ્રાપ્ત કર્યું.

**शतं जीव शरदो वर्धमानः** એ વેદમન્ત્રને પ્રેમાનન્દે સાચો ઠેરવ્યો. તેઓ લગભગ શતાયુ હતા. તેમની હયાતીની મર્યાદા ઈ. સ. ૧૬૩૬–૧૭૩૬ની ગણાય છે; એકાદ બે વર્ષ આમ તેમ ઓછાં હશે. વિક્રમ સંવત ૧૬૯૨ થી ૧૭૯૨, એટલે વિક્રમ સંવતના ૧૮ મા શતકના અધિષ્ઠાતા આપણા મહાકવિ પ્રેમાનન્દ હતા, અને એ બહુ-મૂલ્ય શતકમાં આપણા ઘણા બીજા મોટા કવિઓ થઈ ગયા—સામળ-ભટ, વલ્લભ (પ્રેમાનન્દપુત્ર), અખો, વલ્લભ ધોળો, વગેરે.

પ્રેમાનન્દનાં મુખ્ય કાવ્યો નીચે પ્રમાણે છે:

(૧) નળાખ્યાન, (૨) ઓખાહરણ, (૩) સુદામાચરિત્ર, (૪) ભાગવત સપ્તમ, અષ્ટમ, અને દશમસ્કન્ધ, (૫) મામેરૂં, (૬) સુભદ્રા-હરણ, (૭) રણયજ્ઞ, (૮) અભિમન્યુ આખ્યાન, (૯) સુધન્વાખ્યાન અને (૧૦) હરિશ્ચન્દ્રાખ્યાન.

એ ઉપરાંત બીજાં અનેક નાનાં મોટાં આખ્યાનો એમણે લખ્યાં છે.

પ્રેમાનન્દે કેટલાંક નાટકો લખ્યાં છે એમ કહેવાય છે. ત્રણ નાટકો તો એમને નામે પ્રસિદ્ધિ પણ પામ્યાં છે: (૧) રોષદર્શિકા—સત્યભામાખ્યાન, (૨) પાંચાલીપ્રસન્નાખ્યાન, અને (૩) તપત્યાખ્યાન.

પરંતુ આ નાટકોના કર્તૃત્વ વિષે હજી વિદ્વાનોમાં મતભેદ છે, અને એની ચર્ચા હજી પરિસમાપ્ત થઈ નથી.

કવિ આખ્યાનો રચતા અને પોતે જ લોકો સમક્ષ ગાઈ બતાવતા, અર્થાત, આપણા માણભટ્ટોની પેઠે કથા કરતા. એવી કથાઓ વડોદરામાં, સુરતમાં, ને નંદરબારમાં કરેલી જણાય છેઃ—

'ઉદર નિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથા બુદ્ધિ અનુસાર.'

× × × ×

'ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતાજન બોલો **શ્રીહરિ.**'

શ્રીહરિ સિવાય કોઈના ગુણ એમણે ગાયા નથી, અને એમના અનેક આખ્યાનોમાં ભક્તિરસ પૂર્ણ જામ્યો છે. સાચો અને ઊંચો શૃંગારરસ, હૃદય હલાવી નાંખી આંખો ભરી દે એવો ઊંડો કરુણરસ, અને આછો હાસ્યરસ કવિની કવિતામાં અનેક સ્થળે દર્શન દે છે.

---

# સુદામાચરિત્ર

---

સુદામા અને શ્રીકૃષ્ણની કથા સુપ્રસિદ્ધ છે. ઉજ્જૈનીમાં સાંદીપનિ ઋષિને ત્યાં તેઓ બે તથા બલરામ સહાધ્યાયી હતા. પછી સુદામા પોતાને વતન પોરબંદર (સુદામપુરી) આવ્યા ને ગૃહસ્થાશ્રમી થયા. શ્રીકૃષ્ણ દ્વારકાં ગયા ને ત્યાં યાદવોના રાજા થયા. પ્રેમાનંદ કહે છેઃ

મથુરામાંથી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારિકા વાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડ્યો, મન જેનું સંન્યાસી.

(કડવું ૧)

સુદામાને ત્યાં કુટુંબવિસ્તાર ખૂબ વધ્યો, પણ પોતે પ્રભુના પરમ ભક્ત હોઈ કાંઈ પ્રવૃત્તિ ન કરતાં ભક્તિમાં જ લીન રહેતા. તેથી ઋષિપત્ની

બહુ દીનભાવે વીનવે છે કે હે નાથ, આપના મિત્ર દ્વારકાના અધીશ છે, તેમને ત્યાં જાઓ, એટલે આપણાં દળદર ફીટશે. માગવું ને મરવું બરાબર એમ સમજનાર સુદામાને પત્નીની સલાહ ગમતી નથી.

## કડવું ૩

(પૃ. ૧૩) **જાદવરાય**—શ્રીકૃષ્ણ યદુવંશના હતા અને યાદવ કે જાદવ કહેવાતા હતા.

**ભાવઠ**—ભીડ, મુશ્કેલી.

**ગોમતી**—દ્વારકાંની પાસે અરબી સમુદ્રની ખાડી છે તેને ગોમતી કહે છે. ગોમતી નામની નદી નથી. 'ત્યાં તો ગોમતીસંગમ થાય' એમ લખનાર પ્રેમાનંદ કવિ પોતે દ્વારકાં ગયા નહિ હોય એમ લાગે છે.

**પ્રતિવાય**—(સં. प्रत्यवाय)=અડચણ, વાંધો.

**મામ**—ટેક, સ્વમાન.

ટેકીલા અને ઉચ્ચ આદર્શવાળા ઋષિ અને તેમની વ્યવહાર-કુશળ પત્ની વચ્ચેનો આ સંવાદ બહુ આનંદદાયક છે.

**ઓડું**—ધરૂં, લાંબો કરૂં.

**અન્તર્યામી**—(સં. यम्=નિયમમાં રાખવું)=આપણા મનને નિયમમાં, અંકુશમાં, રાખનાર પ્રભુ, અન્તઃકરણનો પ્રભુમય અવાજ. ખોટું કામ કરતાં આપણને આપણા અન્તઃકરણમાંથી કોઈ રોકે છે તે.

**સુખ-વીસરે,**—"સુખે સાંભરે સોની ને દુઃખે સાંભરે રામ" એ કહેવત યાદ કરો.

**તમને-વાર,**—સ્ત્રીની વીનવણી કેટલી સાચી છે!

**રાજા-જગદીશ,**—અન્વયઃ રાજા થઈ (હોઈ) વિભીષણે મહાવીર ધીર જગદીશ (રામ) ને જાચ્યા.

**જાચવાથી રૂડું મરણ,** આ શબ્દો ભૂલશો નહિ.

**નવનિધ,** નિધિ (સં)=ભંડાર.

**ઘટ** (સં)=ઘડો, માટીનો ઘડો.

આપણો દેહ માટીના ઘડાની જેમ ક્ષણભંગુર છે, તેથી તેને પણ ઘટ કહે છે.

**પૂરણ પુરુષ પુરાણ,**—अजो नित्यः शाश्वतोऽयं पुराणः (ગીતાજી). પુરાણ પૂર્ણ પુરુષ=સનાતન પરમેશ્વર, પરબ્રહ્મ.

**પ્રેમદા**—શુદ્ધ શબ્દ ' પ્રમદા ' (सं.) પ્ર+મદ, જેનામાં જુવાનીનો પુષ્કળ તોર ભરેલો છે એવી યુવતી.

સંસ્કૃત નહિ જાણનારે ' પ્રમદા' ને ફેરવીને ગુજરાતીમાં 'પ્રેમદા' કર્યું લાગે છે. પછી તો એ રૂપ રૂઢ પણ થઈ ગયું.

## કડવું ૪

આ કડવું બહુ સુન્દર ને રસમય છે. બાળકોએ એ મોંએ કરવું જોઈએ.

(પૃ. ૧૫) **ઘેલી**—એ લાડવાચક શબ્દ છે.

**હાણ**—(सं. हानि) નુકસાન, અલાભ.

**ખડધાન**—હલકું અનાજ, બંટીબાવટો, કોદરા, વગેરે.

**શાળ**—(सं. शालि) ચોખા.

**જળ-પાળ,**—' પાણી પહેલાં પાળ બાંધવી ' એ કહેવત સંભારો. તળાવનું પાણી વહી જાય તે પહેલાં તળાવને પાળ ચણવી જ જોઈએ; એમ ન કર્યું હોય તો પાછળનો પસ્તાવો વ્યર્થ છે. અર્થાત, સારાં પુણ્ય કર્મ કર્યા વિના આ ભવમાં સુખ ન જ મળે.

**એ-અન્ન,** આ લીટીઓમાં કવિ સ્ત્રીની વ્યવહારૂ બુદ્ધિ દેખાડે છે.

**ધોરી-તતખેવ,** ઋષિપત્નીની શ્રદ્ધા અચળ છે.

**ત્રીકમ**-(सं. त्रिविक्रम) સંભારો વામન અને બલિરાજાની કથા.

## કડવું ૫

(પૃ. ૧૭) **કાંગ**—કોદરા (ગરીબ લોક ખાય છે તે)

**ઉખળ**—(सं. उलूखल) ખાંડણિયો.

**છોવાય**—અભડાય, અપવિત્ર થાય.

**જયમ-રીસ**—કેવી અનુભવની વાત છે !

**ઉપાન**—(सं. उपानह्) જોડા.

**તૈલાભ્યંગ**—શરીરે તેલ ચોળીને નહાવાથી આરોગ્ય સુધરે છે (ખાસ કરીને શિયાળામાં).

**કૌપીન**—(સં.) લંગોટી.

**વનફૂળ**—વલ્કલ (ઝાડની છાલને ખૂબ પલાળી રાખીને કૂટીને બનાવેલાં લુગડાં).

## કડવું ૭

(પૃ. ૧૯) **ક્ષુધા-વરિયો,** ભૂખડી બારશ જેવો.

**રણછોડ,** (સં. रणछोड़) બળવાન યુદ્ધવીર શ્રીકૃષ્ણ.

**મોજાં,** પગે પહેરવાની મોજડીઓ.

**કંદર્પ,** (સં.) કામદેવ.

**અશરણશર્ણ,** શુદ્ધ રૂપ-અશરણશરણ. અનાથના નાથ, દુખિયાના બેલી.

**મુરારિ,** (સં. मुर+अरि) મુર નામના રાક્ષસના શત્રુ, તેને હણનાર; શ્રીકૃષ્ણ. એ ઉપરથી 'મોરારજી' એવું આપણામાં નામ હોય છે.

**સોંધો,** સુગંધી પદાર્થ.

## કડવું ૮

(પૃ. ૨૧) **ભકતાધીન-પૂજે,** ભગવાન હમેશાં ભક્તવત્સલ છે માટે.

**ચક્રપાણિ** (સં.) સુદર્શન ચક્ર છે જેના હાથમાં એવા (શ્રીકૃષ્ણ).

**પાદોદક,** (સં.) ચરણામૃત.

**વૈદર્ભી,** રુકિમણી, વિદર્ભ દેશની રાજપુત્રી.

**ઘૃતપકવ,** (સં.) ઘીમાં તળેલાં.

**પય,** (સં.) દૂધ.

**તાંદુલ,** (સં. तण्डुल) કોદરીના દાણા.

**પ્રેમાનંદ-પરમેશ્વરને,** કવિની કેવી પ્રભુભક્તિ! હરિગુણ સિવાય બીજું કાંઈ એણે ગાયું જ નથી.

## કડવું ૯

(પૃ. ૨૨) **ગોઠડી,** (सं. गोष्ठी) ખાનગી વાતચીત.

**ભાભી-શોષે,** કેવી મીઠી મશ્કરી !

**અમને-થાશે,** સુદામાનો વિવેક. એક રીતે, એના સાચા હૃદયની ઇચ્છા.

## કડવું ૧૦

(પૃ. ૨૩) આ સંવાદ બહુ રસમય છે. બે બાળમિત્રોનાં જુનાં સ્મરણો વર્ણવે છે. વર્ગના બે ભાગ પાડી મોંએ ગવડાવવાથી બાળકોને ખૂબ મઝા પડશે.

**પાછલી રાતના જાગતા,** આપણા દેશમાં વહેલા સૂઈને વહેલા ઊઠવું એ જ કુદરતી છે.

**ધુન્ય,** (सं. ध्वनि) ધૂન. વેદના મંત્રો પ્રભાતમાં ભણીને મધુરૂં સંગીત ખીલવતા, ધૂન મચાવતા.

**અરિષ્ટ,** સૂર્ય.

**બાંધવા,** (सं. बान्धव) મિત્રો, ભાઈઓ.

**ખોડ,** સૂકા ઝાડનું થડ.

**બારે મેહ,** મેઘ બાર ગણાય છે; તે બધા આવ્યા, એટલે ખૂબ વરસાદ પડયો. (मेघ-મેહ, माघ-માહ)

**મુસળધાર,** (सं. मुसल=સાંબેલું) સાંબેલા જેવી જાડી ધારે વરસાદ વરસ્યો.

**સાગરમાં,** ગુરુપુત્ર પ્રભાસપાટણ પાસેના દરિયામાં ડૂબી ગયો હતો.

**પંચાનન,** પાંચ મુખ ( અહીં પાંખિયાં )વાળો.

**દૈત્ય**—ગુરુપુત્રનું હરણ કરી જનાર રાક્ષસ-પંચજન. ( તેના નામ પરથી શંખનું નામ 'પાંચજન્ય' હતું. )

**સંયમની**—યમપુરી, યમરાજનું નગર.

**મને-મહારાજ**—સુદામાની નમ્રતા.

**સૌમ્ય**—(सं.) મૃદુ, સ્નેહભરી.

## કડવું ૧૧

(પૃ. ૨૪) **અઢળક ઢળિયો**—ખૂબ પ્રયત્ન કર્યો.

**ચતુર-મોકલી,** કેવી રસિક મશ્કરી !

**લજ્જા-ધણિયાણી,** સુદામા પોતાની સ્ત્રીને દોષ દે છે.

**હેમ**—(સં.) સોનું.

| | |
|---|---|
| **વહાલું હીમ**<br>**ટાઢું હિમ** | જોડણી પર લક્ષ રાખો અને અર્થ વિચારો. |

**અચરજ**—(સં. आश्चर्य) નવાઈ.

**ધ્રુવ**—ઉત્તાનપાદ રાજાના પુત્ર, વિષ્ણુભક્ત.

**અંબરીષ**—એ નામના રાજાને શ્રીકૃષ્ણે સુદર્શન મૂકી દુર્વાસાના ત્રાસમાંથી બચાવ્યા.

**પ્રહ્લાદ**—હિરણ્યકશિપુના પુત્ર, વિષ્ણુભક્ત.

નરસિંહ અવતારની કથા સંભારો.

**સરખાવો:**—

"પ્રથમ પિતા પ્રહ્લાદે તજિયા, નવ તજિયું હરિનું નામ રે."

—નરસિંહ મહેતા.

| | | |
|---|---|---|
| **પ્રહ્લાદ**<br>**આહ્લાદ**<br>**બ્રાહ્મણ**<br>**બ્રહ્મા** | **જિહ્વા**<br>**વહ્નિ**<br>**ચિહ્ન** | જોડણી ધ્યાનમાં રાખો:—<br>પહેલો હ ને પછી બીજો વ્યંજન. |

**સાથેથાં**—ગાંઠડી ખેંચી લીધી તે સાથે જ.

**સામ્બ**—પ્રદ્યુમ્ન (કામદેવ)નો પુત્ર.

**ઘરસૂત્ર**—ઘરસંસાર.

**હરિણાક્ષી**—(સં.) હરણના જેવી ચપળ આંખોવાળી સ્ત્રી.

**કોટિધ્વજ**—કરોડપતિને ત્યાં હવેલી ઉપર ધજા ઉડાડવાનો પહેલાં રિવાજ હતો.

સરખાવો—"ભવન પર ભવન પર છત્ર દાખે."

**લાખેણા દીપક**—હવેલી ઉપર પુષ્કળ દીવા થતા.

**ભેર**—ઢોલ; ખૂબ નગારાં વાગતાં.

## કડવું ૧૨

(પૃ. ૨૭) **દંપતી**—(સં.) પતિપત્ની.

**શર્વરી**—(સં.) રાત્રી.

**માધવ**—(સં.)–મા=લક્ષ્મી, ધવ=પતિ; લક્ષ્મીપતિ, કમળાપતિ, શ્રીકૃષ્ણ.

સરખાવો—વિધવા, સધવા.

**ખોઈ–લાજ**, સ્વમાની માણસની લાગણી કેવી દુખાઈ છે તેનું વર્ણન છે.

આપણા દેશમાં સ્વમાનની તીવ્ર લાગણીવાળા માણસો બહુ નજરે પડતા નથી.

**દામોદર**—(સં.) दामन् દોરડું, उदर પેટ; જેને પેટે, જેની કેડે, દોરડું બાંધ્યું હતું (જસોદા માતાએ) તે, શ્રી બાલકૃષ્ણ.

**કુબ્જા**, કંસની દાસી; તે કુબડી હતી પણ શ્રીકૃષ્ણની સેવાથી સુન્દરી બની હતી.

**વિદુર**, ધૃતરાષ્ટ્રના ભાઈ, શ્રીકૃષ્ણના પરમ ભક્ત. ‘સુદામાના તાંદુલ, વિદુરજીની ભાજી’ યાદ કરો.

**સુખ—શ્રીરામ**, તદન સાચું છે.

**જ્ઞાનઘોડો**, સુન્દર રૂપક! જ્ઞાનરૂપી ઘોડા પર બેસી ઋષિએ બહુ લાંબો પંથ કાપ્યો, અર્થાત, ઘણા અને સારા વિ.ાર કરી નાખ્યા.

## કડવું ૧૩

( પૃ. ૨૯ ) **અટારી**, અટાળી, ઝરૂખાનો એક ભાગ.

**એ ભવનમાં–ભગવન્તના**, તદન સાચી વાત! સુદામા ઋષિએ ભગવાનની સેવા કરી હતી, એટલે એમની જ આ હવેલી હતી. કવિની કલા છે.

**વિશ્વકર્મા**, દેવોના શિલ્પી.

**બાળક–ગયાં**, પિતાનું વત્સલ હૃદય!

**કુશ** ( સં. )દર્ભ, દાભ.

**તટી—ફરી**, બે સુન્દર પ્રસિદ્ધ પંક્તિઓ.

**આવાગમન,** ( સં. )-આવવું ને જવું; હીંચકો જેમ આમથી તેમ હાલે છે, તેમ વિચાર અનેક રૂપે આવે ને જાય. સુન્દર રૂપક !

**અણુવટ,** અંગુઠે (પગને) પહેરવાનું રૂપાનું ઘરેણું, અંગુઠી, જોટવાં.

**વીંછિયા,** પગની આંગળીઓનું ઘરેણું; આકાર ઉપરથી નામ.

**વાજય,** વાજ આણવું એટલે ખૂબ પજવવું.
સરખાવો–આ છોકરે તો મને વાજ આણી.

**પરીક્ષિત ભૂપ**–અભિમન્યુનો પુત્ર, હસ્તિનાપુરનો રાજા, જેણે આ કથા શુકદેવજી પાસેથી સાંભળી હતી તે. ( જુઓ સુદામાચરિત્ર કડવું ૧ )

**રતિ–કામ,** કામદેવ ને તેની સ્ત્રી રતિ.

## નર્મદાશંકર

( ઈ. સ. ૧૮૩૩–૧૮૮૬ )

**"વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી."**

કવિ નર્મદમાં વીરતા હતી, પોતાને સત્ય લાગે તે કહેવાની હિંમત હતી, રસિકતા હતી, અને ઊંચો ટેક હતો એમાં જરા સંદેહ નથી. ગુજરાતીઓમાં દેશદાઝ પ્રકટ કરનાર એ કવિના આપણે સૌ ઋણી છીએ. 'જય જય ગરવી ગુજરાત' એ ગરબી આપણું હૃદય ઊછાળે છે. નર્મદે ભાષાની તથા સાહિત્યની ઓછી સેવા કરી નથી. નર્મગદ્ય નર્મકવિતા, નર્મકોષ, નર્મકથાકોષ, વગેરે વાંચો. એ દેશભક્ત સુધારક કવિએ ગુજરાતમાં પ્રેમ અને પ્રેમને માટે ભોગ આપવાનું શૌર્ય પ્રથમ જાગૃત કર્યાં.

## ગુજરાતના શૂરવીરો

(પૃ. ૩૨ ) **પંચાસર** ક્યાં આવ્યું ? ગુજરાતને નકશો જુઓ.

જયશિખરી ને સુરપાળ બેઉ પરસ્પર સાળોબનેવી હતા.

**ભુંગળ,** બારણાની ભોગળ.

**જગદેવ,** જગદેવ પરમાર.

**રણતૂર,** લડાઈ જાગ્યાનું સૂચન કરનાર બ્યૂગલ.

**જનાનો,** સ્ત્રીઓ.

## ખબરદાર

શ્રીયુત અરદેસર ફરામજી ખબરદાર મદ્રાસમાં રહે છે, અને ત્યાંથી બહુ શુદ્ધ અને સુન્દર વાણીમાં કવિતાદેવીની ઉપાસના કરી રહ્યા છે. એઓ પારસી છે એ વાત દરેક ગુજરાતીએ અભિમાનપૂર્વક યાદ રાખવી ઘટે છે. એમણે અનેક કાવ્યગ્રન્થો પ્રગટ કર્યા છેઃ—પ્રકાશિકા, વિલાસિકા, સંદેશિકા, ભજનિકા, વગેરે.

## બાદલવીર

( પૃ. ૩૪ ) આ વીરરસનું કાવ્ય છે.

**પ્રતિમા,** ( સં. ) મૂર્તિ, છબી.

**બાર—પૂરી,** વીર કુંવર બાદલને બાર વર્ષ પણ પૂરાં થયાં ન હતાં.

**અદ્દભુત,** ( સં. ) નવાઈ પમાડે એવી, અલૌકિક.

**તેની—પૂર,** અન્વયઃ-યવનેશ્વર ( અલાઉદ્દીન ) પૂરેપૂરો મોહિત થઈને તેની ( ભીમસિંહની ) લલિત રંભાને ( પદ્મિનીને ) લક્ષે છે ( જુએ છે ).

**વીર,** વીર બાદલ.

**શું જોશે?** કુસુમ ( ફૂલ ) જેવી પવિત્ર પદ્મિનીને ભ્રષ્ટ (અલાઉદ્દીનને હાથે અપવિત્ર) થયેલી વીર બાદલ જોઈ શકે ખરો ?

**શત સપ્ત,** સપ્ત શત=૭૦૦; શતવત્તા સપ્ત=૧૦૭: પરંતુ ઇતિહાસમાં તો ૭૦ પાલખીઓ ગયાનું લખેલું છે.

**અસિ,** (સં) તલવાર.

**ગોરો,** પદ્મિનીનો કાકો ગોરા.

**કાકાશું,** કાકા સાથે.

**ગોરા—ખાંચ્યો,** ગોરા કાકા મરણ પામ્યા તોપણ બાદલ થંભ્યો નહિ.

**ચક્ષુ—ચોળે,** અદ્દભુત વીર્યપ્રભાવ જોઈ નવાઈ પામે.

## કલાપી

(ઈ. સ. ૧૮૭૪—૧૯૦૦)

કાઠિયાવાડના લાઠી સંસ્થાનના ઠાકોર સ્વ. સુરસિંહજી તે કવિતા-સાહિત્યના 'કલાપી'. કલાપી એટલે મોર; કેવું કળામય ઉપનામ ! એ નામની પસંદગી જ કવિનું હૃદય દર્શાવે છે. ટુંક જીવનના અત્યન્ત વિલક્ષણ અને સુકોમળ પ્રસંગોને બહાર પ્રગટ કરવાનું સૂક્ષ્મ સાધન તે કલાપીની કવિતા. "કલાપીનો કેકારવ" વાંચીને-સાંભળીને-કોનું હૃદય ડોલ્યા વિના રહ્યું છે ?

## ફૂલ વીણ, સખે !

(પૃ. ૩૭) **પ્રભાત,** પ્રભાત ફૂટે છે એ શબ્દપ્રયોગ બરાબર છે, કેમકે ફૂલની કળીઓ ફૂટે છે.

**સુમહોજજવલ,** (સં.) ખૂબ ખૂબ ઉજળાં.

**નમતાં—કરશે,** અન્વય—સૌ કુસુમો શિર નમતાં કરશે.

**અગ્રિમ કાલ,** (સં)—પહેલો સમય, જીવનનો આગલો ભાગ, જુવાની.

**ઢળતી,** પડતી.

સંભારો—"જુવાનીનું રળ્યું ને પ્રભાતનું દળ્યું." જીવનના આરંભ કાળમાં જે અવસર (તક) મળે છે, તે પછીથી નથી મળતો, માટે તેનો સદુપયોગ કરી લેવો.

## ગ્રામ્ય માતા

(પૃ. ૩૮) **સુરખી,** (ફા.) રતાશ, લાલાશ.

**હેમન્ત,** (સં.) કારતક ને માગશર મહીનો તે હેમંતઋતુ.

**સ્વચ્છ સ્વચ્છ,** અતિસ્વચ્છ.

**ધીમે-જુએ છે,** કેવું સ્વાભાવિક વર્ણન !

**ઊભીને,** 'ઊભવું' એ કાઠિયાવાડી પ્રયોગ છે.

**કાતળી,** શેરડીની પેરાઈ.

**રસહીન-નૃપ,** આખા કાવ્યનું મર્મ આ રહ્યું.

**શામાટે-નહિ,** પ્રજા ઉપર કરનો બોજો વધારે પડતો હોવો જોઈએ નહિ એ ધ્વનિ છે.

## બોટાદકર

### ( ઈ. સ. ૧૮૭૦—૧૯૨૪ )

દામોદર ખુશાલદાસ બોટાદકર થોડાં જ વરસ પર મૃત્યુ પામ્યા. ગરિબાઈમાં આખું જીવન વિતાડી હૃદયની ઉચ્ચતામાં અજબ સુખ માણનાર આ કવિ ભાવનગર રાજ્યમાં મહેતાજી હતા. એમનાં કાવ્યોમાં ગૃહજીવનનું પ્રતિબિંબ સરળ વાણીમાં પડેલું છે. કાવ્યસંગ્રહોનાં નામ એમણે (કાવ્ય) સરિતા પરથી જ લીધેલાં જણાશેઃ કલ્લોલિની, નિર્ઝરિણી, સ્રોતસ્વિની, રાસતરંગિણી, શૈવલિની.

એમને અંગ્રેજી નહોતું આવડતું, પણ તેની ખોટ સંસ્કૃતની મદદથી એમણે પૂરેલી છે.

### વસંતે પંચમાલાપે

( પૃ. ૪૧ ) આ કાવ્ય બહુ સુન્દર છે. માણસની કદર થાય કે ન થાય, તોપણ તેણે પોતાની સ્વાભાવિક મિઠાશ છોડવી નહિ.

**પંચમ,** કોયલના સુરને પંચમ કહે છે.

**સૌરભ,** 'સુરભિ' ઉપરથી નામ; સુગન્ધ.

**મકરંદ,** (સં.) પુષ્પનો રસ, મધ.

**પીયૂષ,** ( સં. ) અમૃત, અમી, સુધા.

**જલદ,** ( સં ) મેઘ, વાદળાં.

**અમારા—તોએ,** બીજાઓ પોતાની ફરજ બજાવે કે ન બજાવે તોપણ મારે તો મારી ફરજ બજાવવી જ જોઈએ એવું દરેકે સમજવું ઘટે છે. એ જ નીતિ છે.

### ગ્રામ્ય જીવન

( પૃ. ૪૨ ) **સત્ત્વસોહંતું,** સત્ત્વવાળું તેથી સોહંતું, કસવાળું અને શોભીતું, લૂખું સૂકું નહિ.

**શુચિતા**—(સં.) શુચિ=પવિત્ર.

**અણબોટયો,** ચારે બાજુથી ખુલ્લો, અંતરાય વગરનો.

**આરોગ્ય**—સં. रोग, अरोग, आरोग्य. આરોગ્યનો આધાર ખુલ્લી હવા પર છે તે જાણીતું છે.

**શૈત્ય**—(સં.) શીત=ઠંડું, શીત+ય=શૈત્ય, ઠંડક, ઠંડી.

**ગોષ્ઠ**—(સં.) ( ગાય બાંધવાનો ) વાડો.

**ગોમય**—(સં.) છાણ.

**તુલસી**—(સં.) તુળસીના છોડ બહુ ઉપયોગી ને ગુણકારી છે, માટે જ પવિત્ર ગણ્યા છે.

**અર્ભક**—(સં.) બાળક.

**હરિણ તણો સમુદાય**—હરણાં હંમેશ ટોળાંબંધ રહે છે.

**પિક**—(સં.) કોયલ.

**દધિમંથન**, મહાભારતમાં લખ્યું છે કે જ્યાં દહીંનાં વલોણાં ફરતાં ન હોય તે તે કાંઈ ઘર કહેવાય ? આપણા શહેરોમાં કેવાં દૂધ દહીં ને ઘી ખાવાનાં મળે છે તે આપણે જાણીએ છીએ. પછી બાળકોનાં આરોગ્ય સારાં ન હોય તો શી નવાઈ ?

**મંથનનો-પ્રીત**, કેવું મનોહર ચિત્ર !

**નવનીત**—(સં.) માખણ (તાજું)

**હસંતી**—તાપણી.

**શાણ**—(સં.) શરાણ.

**શાણ-વહોણાં**, સ્વાભાવિક, કુદરતી.

**વિપિન**—(સં.)-વન.

**અનુભવે-વિલાસ**, વાણી કુદરતી રીતે વિકાસ પામતી હોય તેમ લાગે.

**જન-સત્કાર**, અન્નદાન એ મોટું દાન છે.

**કાસાર**, (સં.) સરોવર.

---

## રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા.

ગુજરાતના હાલના કવિઓમાં ઊંચે સ્થાને વિરાજતા એ કવિ પ્રતિભાવન્ત કવિ હોવા ઉપરાંત સમર્થ અને પ્રૌઢ વિદ્વાન છે. ઊંડી વિદ્વત્તા અને કવિપ્રતિભા એક જ સ્થાને વિરલ છે. કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર, સ્મરણસંહિતા એ એમના પ્રસિદ્ધ કાવ્યગ્રન્થો છે.

## વદાય

( પૃ. ૪૬ ) **સલૂણી,** સં. લવણ ઉપરથી લૂણ એટલે મીઠું, સબરસ, રામરસ. સલૂણી=રસિક.

**થાઉં—હું,** આ સંસારરૂપી પડદા ઉપરથી હું ખસી જાઉં, અર્થાત હું મૃત્યુ પામું.

છેલ્લી પંક્તિમાં સાચો સ્નેહ કરુણરસે દ્રવે છે.

## મધ્યરાત્રિએ કોયલ

( પૃ. ૪૭ ) આ નાનકડું કાવ્ય બહુ મીઠું અને કોમળ છે. કવિની વાણીમાં પ્રસાદ સ્પષ્ટ જણાય છે.

મધરાતે કોયલ બોલે કે નહિ એ વિષે એકવાર ચર્ચા ઉત્પન્ન થઈ હતી. રા. નરસિંહરાવનો સિદ્ધાન્ત છે કે કુદરતનું વર્ણન પ્રત્યક્ષ અનુભવ સિવાય કરવું જ નહિ.

**ટુહૂ,** કોયલનો મીઠો સુર સાંભળવો બહુ સહેલ છે, છતાં ઘણાંના કાન કેળવાએલા હોતા નથી. એ સુરમાં પહેલો સ્વર લઘુ ને બીજો ગુરુ સંભળાય છે. ટુહૂ, કુહૂ, કુઊ—એમ જુદા જુદા માણસો એ સુર જુદી જુદી રીતે સાંભળે છે અને દર્શાવે છે. અંગ્રેજીમાં કુકૂ (Cuckoo) એવો શબ્દ છે.

**શ્રવણ,** (सं.) કાન.

**સમીર,** (सं.) વા, પવન; સમીર રવ વહે=પવન સુર લાવે છે.

**શાંતિ—વધારતું,** મધુર દિવ્ય સંગીતથી શાંતિનો ભંગ થવાને બદલે ઉલટી શાંતિ વધુ શાંત ને આનન્દકારી બને છે.

**અનિલ—સહુ,** કેવી મીઠી કલ્પના !

**પળે,** પળી જાય, જતી રહે, ( ક્રિયાપદ ).

**મોહની,** (सं.) અજબ આકર્ષણ.

**ઉછરંગ,** ઉલ્લાસ.

છેલ્લી લીટી કેટલી મોહક છે ! કોયલનો ટહુકો સંભળાતો બંધ

થયા પછી પણ એ ફરીથી-વધારે નહિ તો એક વાર પણ ફરીથી-સાંભળવાનું મન રહી જાય છે; જાણે તૃપ્તિ થતી જ નથી.

## ઉરનો ઓથાર

( પૃ. ૪૮ ) **તરંગો** (સં.) મોજાં.

**હાસ** (સં.)—મોજાં પર સફેદ ફીણ હોય તેને કવિએ ઊજળું હાસ્ય કહ્યું છે. હાસ્ય ઊજળું કેમ ? હસીએ ત્યારે શું દેખાય ? દાંતનો રંગ કેવો હોવો જોઈએ ? દાંત સાફ રાખવા એ આરોગ્યની ચાવી છે.

**સિત** (સં.)—સફેદ, ધોળું.

**ઉર ના હસે**—કારણ ? જુઓ કડી ૪.

**અન્ય તરંગ**—કવિનો લાડકો પુત્ર ભરજુવાનીમાં પ્રભુને શરણે ગયો તે.

**ઓથાર**—ભાર.

**વાણીરૂપ**—" સ્મરણસંહિતા " નામનું અતિસુન્દર તત્ત્વજ્ઞાનથી ભરેલું કાવ્ય.

## રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ.

ક. દ. ડા. ના કવિપુત્ર ન્હાનાલાલ પિતાથી સવાયા કવિ છે. દરેક પ્રશ્નને અવલોકવાની એમની ઐતિહાસિક દૃષ્ટિ વાંચનારને ચકિત કરે છે. એમની કવિપ્રતિભા તો અદ્દભુત જ છે. એમના મુખ્ય કાવ્ય-ગ્રન્થો-ઈન્દુકુમાર, જયા અને જયન્ત, નાના નાના રાસ, વગેરે. પ્રેમભક્તિ એવું એમનું સાહિત્યનું ઉપનામ છે.

## પિતૃતર્પણ

( પૃ. ૫૦ ) **રસહોરી,** રસપૂર્ણ-એટલે ઊંચા પ્રકારનો આનન્દ આપતી-હોરી ( એક રાગણી ).

**પુણ્શ્લોક** (સં.)—પવિત્ર કીર્તિવાળા.

**નદ** (સં.)—નદી નહિ, પણ નદ ( જોસભેર વહેતો વહેળો ).

**દેવધામ**—સ્વર્ગના સ્થાનની આપણી કલ્પના હિમાલય ઉપર,

તેની પાર, જઈ બેઠી, એ તદ્દન સ્વાભાવિક હતું. હિમાલય ઊંચામાં ઊંચો પર્વત-સ્વર્ગ ઊંચામાં ઊંચું સ્થાન. ત્રિવિષ્ટપ=સ્વર્ગ, અને તેના પરથી થએલો શબ્દ તિબેટ.

**પૂર્ણા-દૃષ્ટિને**—આપણા લોકના અનેક કુધારા અને કુરિવાજો સુધારવાનો કવિ દલપતરામે ખૂબ પ્રયત્ન કર્યો હતો.

**પછી-દરિયાવમાં**—દલપતરામ પાછલી વયમાં અન્ધ થયા હતા. અન્ધજનને પ્રજ્ઞાચક્ષુ (બુદ્ધિ એ જ આંખ છે જેની એવા) કહે છે.

**કપોલ** (સં.)—ગાલ.

**વર્ચસ** (સં.)—તેજ.

**દેહી** (સં.)—આત્મા, દેહવાળો

**સારથિ** (સં.)—રથ હાંકનારો.

**પુણ્યવિભૂતિ** (સં.)—પાવન કરનારી શક્તિ.

## ગુજરાત

(પૃ. પર) **સાગર,** અરબી સમુદ્ર.

**તપોવન-ભાણુ,** ભૃગુઋષિ તથા વસિષ્ઠ મુનિના તેજસ્વી આશ્રમો જ્યાં હતા તેવો.

ભૃગુકચ્છ=ભરૂચ; ત્યાં ભૃગુઋષિનો આશ્રમ હતો. વસિષ્ઠાશ્રમ આબુ ઉપર હતો.

**પાર્થના સારથિ,** અર્જુનનો રથ હાંકનાર શ્રીકૃષ્ણ. શ્રીકૃષ્ણે અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા હિન્દુધર્મનો અદ્‌ભુત ગ્રન્થ છે.

**વનરાજ,** સિંહ.

**કેસર,** યાળ; કેસરી=સિંહ.

**પ્રકાશ**—સૂર્યનું તેજ.

**વ્હાણુ-નિકાસ,** ભારતવર્ષની જૂની સમૃદ્ધિ દર્શાવે છે.

**દેશ—ઉદ્દાર,** ધર્મની ખાતર ઇરાન છોડી સંજાણ બંદરે ઊતરી આવેલા પારસીઓનો સત્કાર કરીને હિન્દુ રાજાએ જગતના ઇતિહાસમાં અનુપમ ઉદારતા દર્શાવી છે.

**શ્રીકૃષ્ણે—વ્રત,** હું યુદ્ધમાં શસ્ત્ર ધારણ કરીશ નહિ એવી શરતે શ્રીકૃષ્ણે અર્જુનનો પક્ષ સ્વીકાર્યો હતો.

**ચિતોડ—યશછાંવ,** ચિતોડનું પ્રસિદ્ધ સૂર્યવંશી રજપૂત કુળ (જેમાં પ્રતાપ રાણો થઈ ગયો તે) સ્થાપનાર વીર બાપ્પા રાવળ મૂળ ગુજરાતમાં ઈડરના હતા.

**દયાનન્દ,** આર્યસમાજના સ્થાપક અખંડ બ્રહ્મચારી શ્રી દયાનંદ સરસ્વતી મૂળ પોરબંદરના બ્રાહ્મણ હતા.

**શ્રીનગર,** અમદાવાદ.

**તીર—વેલ,** આખી પૃથ્વી પર એવો કોઈ દેશ ભાગ્યે જડશે જ્યાં ગુજરાતી વહેપારીઓ નહિ હોય.

**બાગ,** ગુજરાતની ભૂમિ રસાળ ને ફળદ્રુપ છે તેથી તેને બગીચો કહે છે.

**જૈને,** જૈન ધર્મના લોકો મોટે ભાગે ગુજરાતમાં છે.

**ધર્માગાર,** ( સં. धर्म+आगार ) ધર્મનું ઘર, મંદિર.

આ સુન્દર કાવ્યમાં કવિએ પોતાની દેશભક્તિ દર્શાવી છે.

---

## મહેમાની

( પૃ. ૫૬ ) આ એક લોકગીત છે. એમાં અતિથિનો સત્કાર કેવા ઉમળકાથી થાય છે એ જ મુદ્દાની બાબત છે. હજી પણ ગામડાના લોકો ખૂબ ભાવથી મહેમાનગીરી કરે છે.



## ગદ્ય

**કરણઘેલો** ગુજરાતી સાહિત્યમાં પહેલી નવલકથા ગણાય છે. એની શૈલી સરળ છે અને વાર્તા રસમય છે એટલે એ ખૂબ લોકપ્રિય ગ્રન્થ છે. એના લેખકનું નામ **નંદશંકર તુળજાશંકર**—ઈ. સ. ૧૮૩૫-૧૯૦૫. તેઓ સુરતના વડનગરા નાગર ગૃહસ્થ હતા. વડોદરાના માજી દિવાન સર મનુભાઈ એમના પુત્ર થાય.

## દશેરાની સવારી

(પૃ. ૫૭) **રાજા**—કરણઘેલો અથવા કરણ વાઘેલો.

**ખસો બાપજી-નહિ,** માણસ જેવા માણસને આખો જન્મારો અસ્પૃશ્ય ગણવો એ ખરેખર અધર્મ છે, પાપ છે, પ્રભુનું અપમાન છે; છતાં હજી ઘણા હિન્દુઓ તેમાં ધર્મ જુએ છે!

**કાવો ફરવો**—ગોળ ચક્કરમાં ફરવું.

**નજર**—અજ્ઞાની લોકોનો વહેમ.

**પંચામૃત**—દૂધ, દહીં, ઘી, મધ, ને સાકર-એ પાંચનું મિશ્રણ દેવપૂજા માટે બનાવેલું તે.

**દક્ષિણા-બબડયા**—બ્રાહ્મણો કેવા લોભી ને હલકા થઈ ગયા છે તેનું બરાબર ચિત્ર છે.

**મલ્લો-કુસ્તી**—હજી વડોદરામાં સાઠમારી થાય છે.

**ચન્દ્રશાળા**—જ્યાં ચાંદની આવી શકે એવો ખંડ.

**માધવની-ઘરમાં**—આખી વાર્તાનું બીજ આ છે. કરણની મૂર્ખાઈએ ગુજરાતમાંથી હિન્દુ રાજ્યનો વિનાશ કર્યો.

**દશેરા**—કયા માસની કઈ તિથિ? એનું બીજું નામ શું? એ નામ સાર્થક છે તે સમજાવો.

## કરણનો જુસ્સો

(પૃ. ૬૫) કરણઘેલાને નાસી જવું પડયું હતું. તે દક્ષિણમાં બાગલાણના કિલ્લામાં ત્યાંના રાજાને આશરે ભરાઈ બેઠો હતો.

**ધૈર્ય** (સં.)—ધીર+ય=ધૈર્ય, ધીરજ.

મધુર } + ય =? ભાવવાચક નામો બનાવો
સુન્દર } અને નિયમ શોધી કાઢો.

**સામર્થ્ય**—કયા વિશેષણ ઉપરથી આ નામ થયું છે ?

**રસાતાળ**—પાતાળ.

---

**સીતાહરણ**—રામાયણની કથાનું બહુ સુન્દર પુસ્તક છે. તેમાં સીતાનું હરણ થાય છે ત્યાં સુધીની કથા છે. ભાષા બહુ સરળ અને શુદ્ધ છે. તેના લેખક રા. રા. ચન્દ્રશંકર પ્રાણશંકર શુકલ ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક છે.

## ગોઝારી મા

(પૃ. ૭૦) **ગોઝારી**—ગોહત્યારી, પ્રાણઘાતક, અતિનિર્દય. સરખાવો–ગોઝારો કુવો.

**અમારી-સંદેશો**—જુઠું બોલવાનો પ્રસંગ આવે ત્યારે ચૂપ રહેવું એ ઉત્તમ માર્ગ છે.

---

**સૂતપુત્ર કર્ણ**—એ મહાભારતનાં પાત્રો વિષેની માળાનો પ્રથમ મણકો છે. એના લેખક રા. રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, M. A., સંસ્કારી સંયમી ચારિત્રવાન શિક્ષક છે. ભાવનગરનું શ્રી દક્ષિણામૂર્તિભવન એમને લીધે ભાગ્યશાળી છે.

## પરશુરામનો શાપ

(પૃ. ૭૫) **પરશુ** (સં.)—ફરસી.

**કવચ** (સં.)—બખતર.

**જગતના-જોઈએ**, આખી વાતનો સાર આ છે.

**મારામારીથી-છે**, અહિંસાનો જ વિજય છે.

**રાધા**, કર્ણને ઉછેરનારી માતા; તે ઉપરથી કર્ણ રાધેય (રાધાનો પુત્ર) કહેવાય છે. ત્યારે કર્ણની જનેતા કોણ ?

## કર્ણ દાનેશ્વરી

(પૃ. ૮૩) **રુદ્રાક્ષ,** હિમાલયમાં ઝાડ થાય છે.

**બોલતાં-છૂટયો,** અન્યાયી અને અઘટિત માગણી કરનારની એ જ દશા હોય.

**ઉતરડવા લાગ્યો,** કવચકુંડળ કર્ણને જન્મથી જ મળેલાં હતાં, શરીર સાથે જડેલાં હતાં એવી કથા છે.

**તું-માગ,** કેવી સુન્દર સ્થિતિ ! સામો ઉપકાર કર્યા વગર ઇન્દ્રથી જવાતું જ નથી.

**મોઘ (સં.)**—વ્યર્થ; અમોઘ=સફળ.

કર્ણ દાનેશ્વરી એ સિદ્ધ થયું કે નહિ ?

---

**નીલનેની** એ એક નાનું રસમય વાર્તાનું પુસ્તક છે. તેના મૂળ લેખક પ્રો. F. W. Bain કરીને એક પ્રૌઢ અંગ્રેજ વિદ્વાન છે. તેઓ ઘણાં વર્ષો સુધી પૂનાની ડેકન કોલેજમાં પ્રોફેસર હતા. તેમણે ચન્દ્રની સોળ કળા ઉપરથી નાના નાના સોળ વાર્તાગ્રન્થો રચ્યા છે. તેમાં તેઓએ હિન્દુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિનું રહસ્ય રેડયું છે.

બીજા ગ્રન્થોનાં નામઃ—ઉપાનન્દિની, ઇન્દુકલા, અનંગભસ્મ, વગેરે.

## સ્વપ્નો વેચનાર

(પૃ. ૯૦) **તે જ ક્ષણે**—જે ક્ષણે મહાદેવજીએ પાર્વતીની પ્રાર્થના ઉપરથી સ્વપ્નમાં રાજાનો મેળાપ કરાવી આપવાનું રાણીને વચન આપ્યું તે જ ક્ષણે.

**દ્વિધા (સં.)**—બે ભાગમાં.

**યાકૂત (ફા.)**—આસમાની રંગનું જવાહીર.

**રત્નાકર (સં.)** રત્ન+આકર, રત્નોની ખાણ, સમુદ્ર, મહાસાગર.

**હૃદયરજ્જુ (સં.)**—હૃદયની દોરી.

**હિમાંશુ (સં.)**—હિમ+અંશુ, ઠંડાં છે કિરણ જેનાં તે, ચન્દ્ર.

**સુધા (સં.)**—અમૃત, સુધાકર=ચન્દ્ર.

**ઓષધિનાથ** (સં.)—વનસ્પતિનો સ્વામી, ચન્દ્ર.

**નેન**—(સં. नयन), નયન, આંખ.

**અદ્દભુત ઊંઘ**, સ્વપ્નું.

**નિશ્ચેષ્ટ** (સં.)—ચેષ્ટા વગર, હાલ્યા ચાલ્યા વગર, સ્તબ્ધ.

એ વૃદ્ધ વહેપારી કોણ હતો ? મહાદેવજી પોતે. સ્વપ્નો વેચનાર વહેપારી !-કેવી સુન્દર કલ્પના !

---

## સંસ્કૃતિનું મંદિર

(પૃ. ૯૬) **દર્ભ** (સં.)—દાભ. (કયા નિયમ પ્રમાણે એ શબ્દ થયો ? )

**ખાખરા**—જેનાં પાનનાં પતરાળાં થાય છે તે. ખાખરાનાં ફૂલ જોયાં છે ? એનું નામ શું ?

**ફૂણસ**—જેમાંથી ચાંપાં નીકળે છે; તે ખવાય છે.

**બીલી**—બીલીપત્ર જોયાં છે ? કેવાં હોય ? બીલીનું ઝાડ ખાસ કરીને કયા દેવના મન્દિર પાસે હોય છે ?

**કારંડવ** (સં.)—જળકુકડી.

**તેજ**—આનું નામ જ બ્રહ્મવર્ચસ્.

**સહાધ્યાયી**—સાથે ભણનાર વિદ્યાર્થી.

**પુરોડાશ**—અગ્નિમાં હોમવાનો બલિ.

**પોતાને-છોડ**—આનું નામ gardening. પૃ. ૯૮-૧૦૦ માં વર્ણવેલી નિશાળ હાલ ક્યાં છે ? એમાં બધી જાતની કેળવણી આવી ગઈ.

**ગુરુદેવ**—કેટલો મધુર શબ્દ ! કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને શાંતિનિકેતનના ઘણા નિવાસીઓ ગુરુદેવ કહી સંબોધે છે.

**પંચવટી**—પાંચ વડનો સમૂહ.

સંસ્કૃતિ એટલે શું ? આ સંસ્કૃતિનું મંદિર કેવુંક લાગ્યું ?

---

**રાઈનો પર્વત**—એ નાટક ઇ. સ. ૧૯૧૪ માં પ્રસિદ્ધ થયું ત્યારે જ ખૂબ પ્રશંસા પામ્યું હતું. શિષ્ટ અને સંસ્કારી લેખકની ઊંચી પ્રતિભા તથા ઊંચા સામાજિક આદર્શો આલેખતું એ નાટક સર્વ ગુજરાતી ભાઈબહેનોએ અવશ્ય વાંચવું જોઈએ. એક નાટક કંપનીએ એ ભજવ્યું પણ હતું. એના લેખક **સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ** (ઇ. સ. ૧૮૬૮–૧૯૨૮) ગુજરાતના મોટા સાહિત્યસેવક અને સમાજસુધારક થઈ ગયા. એમનાં આ પુસ્તકો વિદ્યાર્થીઓએ જરૂર જોવાં જોઈએઃ-ભદ્રંભદ્ર, હાસ્યમંદિર, અને રાઈનો પર્વત.

## સ્ત્રીઓનો ઉદ્ધાર

(પૃ. ૧૦૨) **વિચક્ષણ** (સં.)—હોશિયાર.

**અનુભવ-નથી**, રાઈ કુંવારો હતો.

**તેની**—કોની ? તાપની.

**ઉપમંત્રી**—દુર્ગેશ.

**દીક્ષા** (સં.)—યજ્ઞ કરતી વખતે યજમાન જે પૂર્વતૈયારી કરે છે તે. **દીક્ષિત** એવી અટક હોય છે.

**અનુજ્ઞા** (સં.)—રજા. આજ્ઞા એટલે ?

**હુતાશન** (સં.)--અગ્નિ. કાઠિયાવાડમાં હોળીને શું કહે છે ? હુતાશણી.

**અજ્ઞાન-ભસ્મ**—પુરુષોએ સ્ત્રીઓના ઉપર જે જુલમો લાધ્યા છે તેમાં અજ્ઞાન, સ્વાર્થ, અને કુબુદ્ધિ રહેલાં છે. તે સૌનો વિનાશ થાય ત્યારે જ આપણા સમાજમાં સ્ત્રીઓને સુખ થાય.

**અનુકૂળ** (સં.)—કૂલ=કાંઠો; નદીને આ કાંઠે જે વસ્તુ હોય તે લેવી સહેલી પડે માટે અનુકૂળ કહેવાય, સામે કાંઠે હોય તે પ્રતિકૂળ ગણાય. આર્ય પ્રજા નદીને કાંઠે વસતી હતી તેનો આ શબ્દો પુરાવો આપે છે.

---

**શ્રીયુત ગોવર્ધનરામ**—એ ગ્રન્થમાં સ્વર્ગસ્થ ગો. મા. ત્રિપાઠીનું જીવનચરિત્ર છે. લખાણ બહુ ચોક્કસ અને નાની મોટી વિગતોથી

ભરપૂર છે. લખનાર સ્વ. ગોવર્ધનરામભાઈના ભાણેજ ડૉ. **કાન્તિલાલ છગનલાલ પંડયા** વિજ્ઞાનના ઊંડા અભ્યાસી હોઈ સાહિત્યના ક્ષેત્રમાં એટલા જ પ્રસિદ્ધ છે.

## પરીક્ષા

(પૃ. ૧૦૫) **પ્રો. ભાંડારકર**—તમારી સંસ્કૃત પહેલી તથા બીજી ચોપડીના કર્તા સ્વ૦ સર રામકૃષ્ણ ભાંડારકર સંસ્કૃત સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનના પ્રથમ પંક્તિના વિદ્વાન હતા.

**કુતૂહલ** (સં.)—આશ્ચર્ય, જિજ્ઞાસા.

**લાગ-શકાય,** આ કેટલી કડવી ફરિયાદ કહેવાય! વિદ્યાર્થીઓએ એ કુટેવમાંથી તદ્દન મુક્ત થઈ જવું ઘટે છે.

**ઋજુતા** (સં.)—ઋજુ=સરળ.

---

**બાળવિલાસ**—એ ધર્મ, નીતિ, વ્યવહાર, ચારિત્ર, વગેરે વિષયો પર નાના નિબન્ધોનો સુન્દર સંગ્રહ છે. એમાં અનેક સચોટ દૃષ્ટાન્તો આપેલાં છે. એના લેખક સ્વ. **મણિલાલ નભુભાઈ દ્વિવેદી** (ઇ. સ. ૧૮૫૮-૧૮૯૮) ગુજરાતના એક અગ્રગણ્ય વિદ્વાન અને પ્રતિભાશાળી લેખક હતા. તેઓ ભાવનગરની શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા. તેમનું વતન નડિયાદ હતું અને તેઓ જ્ઞાતિએ સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. તેઓ જુવાનીમાં જ મરણ પામ્યા.

## સ્વાશ્રય

(પૃ. ૧૦૯) કેળવણીનું મોટામાં મોટું ફળ સ્વાશ્રય છે, હોવું જોઈએ. જે કેળવણીને પરિણામે માણસ સ્વાશ્રયી ન થતાં આળસુ ને પરાશ્રયી થાય, તેને કેળવણી જ કેમ કહેવાય? માટે શ્રમજીવી થવું એમાં જ જીવનની સાર્થકતા છે.

---

**સરસ્વતીચન્દ્ર**—એ ગુજરાતી સાહિત્યનો સર્વોત્તમ ગ્રન્થ છે. નવલકથા તરીકે એણે ગુજરાતી આલમનું એટલું બધું ધ્યાન ખેંચ્યું હતું કે ઇ. સ. ૧૮૮૭ માં જ્યારે પ્રથમ ભાગ બહાર પડયો ત્યારે એ

અપૂર્વ ગ્રન્થ લેખાયો હતો; અને ઇ. સ. ૧૯૦૨ માં ચોથો ભાગ પ્રસિદ્ધ થયો એ પંદર વરસના ગાળામાં એ ગ્રન્થે જ સાહિત્યનું આકાશ છાઈ દીધું હતું. એના કર્તા સ્વ૦ **ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી** (ઇ. સ. ૧૮૫૫-૧૯૦૭) નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. કવિની પ્રતિભાથી ઝળહળતી ઊંચી બુદ્ધિ અને અગાધ વિદ્વત્તાએ કરીને ગુજરાતી લેખકોમાં એમનો પહેલો નંબર હજી ઘણાં વર્ષો લગી કાયમ રહેશે. ઊંચી બુદ્ધિની સાથે હૃદય પણ એટલું જ કોમળ અને ભાવપૂર્ણ હતું; નહિ તો ૪૩ વરસની ઉંમરે મુંબઈમાં ધીકતી વકિલાત છોડી સાહિત્યસેવાને પોતાનું બાકીનું આયુષ્ય અર્પે ખરા ?

## ગૃહિણી

(પૃ. ૧૧૨) ગુણસુન્દરી એટલે આદર્શ ગૃહિણી એ બતાવનાર આ વિભાગ છે.

**પૂર્ણાહુતિ** (સં.)—યજ્ઞને અન્તે નાળિયેર હોમાય છે તે પૂર્ણ આહુતિ કહેવાય છે. તે ઉપરથી પરિપૂર્ણતા, અન્ત, એવો અર્થ થયો છે.

**પેત**—યોજના, ઘાટ.

**ઉત્કંઠિત** (સં)—ડોક ઊંચી કરેલી એવો, એટલે જિજ્ઞાસાવાળો.

**પલ્લું**—સ્ત્રીધન (કન્યાને વરપક્ષ તરફથી મળેલું ઘરેણું વગેરે).

**સપાડું**—ઉપકાર.

**જખ** (સં. झषः-ઝખ-જખ)—માછલું. માછલાં મારવાં એ નકામું વ્યર્થ કામ છે એમ ગણીને લોકોએ આ કહેવત પાડી લાગે છે.

**ચાળ**—છેડો.

નણંદની દીકરી પરણાવવામાં થએલા ખર્ચ પેટે પોતાનું પલ્લું આપી દેવાનો ગુણસુન્દરી જેવી આદર્શ ગૃહિણી આગ્રહ કરે છે.

---

**દ્વિરેફની વાતો**—એ સુન્દર વાર્તાઓનું પુસ્તક છે. એ દ્વિરેફ (બે રકારવાળો ભ્રમર) તે શ્રીયુત **રામનારાયણ** (બે રકાર દેખાય

છે ? ) **વિશ્વનાથ પાઠક** 'પ્રસ્થાન'ના વિદ્વાન તન્ત્રી. તેઓ ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક હતા, અને હાલ સાહિત્યની તથા કેળવણીની સેવા કરી રહ્યા છે.

## એક પ્રશ્ન

(પૃ. ૧૧૭) 'ચન્દ્રકાન્ત' એ ધાર્મિક ગ્રન્થ છે.

**બેવકૂફ** (ફા.)—બે=વગરનો, વકૂફ=અક્કલ. 'બે'થી શરૂ થતા બીજા શબ્દો આપશો ?

આ આખી વાત કેટલી રમુજી છે ! અને છતાં કેટલી સાચી છે ! પણ એ વાતનો સાર શો ?

---

**મધપૂડો**—"કણશઃ અને ક્ષણશઃ વિદ્યાર્જન કરનાર" વિદ્યાર્થી રૂપી મધમાખોએ જ્યાંથી મળે ત્યાંથી જ્ઞાન મેળવી લખેલું પુસ્તક તેનું નામ **મધપૂડો.** તેમાં મધનાં થોડાં ટીપાં એ વિદ્યાર્થીઓના ગુરુઓએ પણ સીંચેલાં. એવા એક ગુરુ તે આચાર્ય દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. દક્ષિણી હોઈ સુન્દર ને વિચારપૂર્ણ ગુજરાતી લખનાર એ આચાર્યનો જોટો ગુજરાતમાં નથી.

## શ્રીનગર-કાશ્મીર

(પૃ. ૧૨૪) વેનીસ અને કાશ્મીરનું સામ્ય દર્શાવ્યું છે.

**ઉત્તુંગ** (સં.)—ઊંચા.

**લીલાછમ**—(સં. શ્યામ ઉપરથી છમ).

**એક-પડતું**—આવી જ ફરિયાદ જગપ્રસિદ્ધ તાજમહેલની બાંધણી વિષે પણ સંભળાય છે.

**વનશ્રી**—વનની લક્ષ્મી, વનની શોભા.

**નાસપાતી**—હલકી જાતનું સફરજન.

**પટ્ટુ**—ઊનનું ફલાલીન જેવું કપડું.

આ લેખ વાંચીને કાશ્મીર જોવાનું મન કોને ના થાય ? આપણા શ્રીમંત લોકો કાશ્મીર જેવું કુદરતી શોભાવાળું સ્થાન જોયા પહેલાં

જ યૂરોપ જોવા દોડી જાય છે અને ત્યાંની શોભાનાં વખાણ કરીને વાજ આવે છે.

---

**સૌરાષ્ટ્રની રસધાર** ( પાંચે ભાગ ) ખરેખર સોરઠની (કાઠિયાવાડની) જુની કથાઓની રસધારાઓ જ છે. એ પુસ્તકો વાંચવા લીધાં તો પૂરાં કર્યા સિવાય ચેન પડે નહિ—એટલી રસમય વાતો એમાં ભરેલી છે. એના લેખક શ્રીયુત ઝવેરચંદ કાળિદાસ મેઘાણી લોકકથાઓમાં ને લોકગીતોમાં રસબસ થઈ ગએલા છે. તરુણ ગુજરાત એમની શક્તિથી અજાણ્યું નથી.

## બોળો

(પૃ. ૧૩૦) **ધોરીઓ**—કુવામાંથી ખેતરમાં પાણી પાવાને બાંધેલી પહોળી નીક.

**બોખ**—ડોલ (કંતાનની કે ચામડાની).

**કાળિયાર**—(સં. कृष्णसारः) ડીલે કાળી ચામડી પર ધોળાં ટપકાંવાળો ને શિંગડાંવાળો હરણ (નર).

**ગોલાપા**—ગોલાપણું, વૈતરૂં.

**બાપગોતર**—બાપજન્મારે, જિંદગીમાં. (સં. गोत्र).

**થુલું**—ભરડેલું ધાન.

**સપાટા**—સિપાઈ

**વરત**—ચામડાનું દોરડું (કોસ ખેંચવાનું)

**વરતડી**—કોસની સૂંઢે બાંધેલી દોરી.

**પૈ**—પૈડું, જેના પર દોરડું મૂકી પાણી ખેંચીએ છીએ.

**ઢાંઢા**—બળદ (નાથેલા આખલા).

**વજેસંગ**—વિજયસિંહ; સં.–सिंह–સિંઘ–સિંગ–સંગ.

**મોલાત્યું**—મહોલાતો–હવેલીઓ.

**મીઠાયું**—મિઠાઈઓ–મિષ્ટાન્ન.

( કાઠિયાવાડી બહુવચન—ગાયું, ભેંસું, વગેરે. )



# ગુજરાતી શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| **સરળ બાળ અંકગણિત** | ૦–૮–૦ |
| કર્તા–ભોગીલાલ કેશવલાલ પટવા અને વસનજી દયાળજી દેશાઈ | |
| **હિંદનો સરળ ઇતિહાસ** | ૦–૧૧–૦ |
| કર્તા–વલ્લભભાઇ લલ્લુભાઇ પટેલ તથા પ્રભુલાલ અમૃતલાલ ઠાકોર | |
| **ગુજરાતનો સરળ ઈતિહાસ** | |
| કર્તા–મનસુખરામ મણીશંકર દ્વિવેદી | ૦–૩–૦ |
| **ભરતખંડનો સરળ ઇતિહાસ** | |
| કર્તા–વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ | ૦–૯–૦ |
| **ભરતખંડનો સરળ ઈતિહાસ અને રાજ્યવ્યવસ્થા** | |
| કર્તા–વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલ અને સુધારો વધારો કરનાર મૂળજીભાઈ હીરાલાલ ચોકસી | ૧–૦–૦ |
| **મેવાડની જાહોજલાલી** | |
| કર્તા–વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ | ૧–૦–૦ |
| **કાવ્ય સમુચ્ચય ભાગ ૧ લો** | |
| કર્તા–રામનારાયણ વિશ્વનાથ પાઠક | ૧–૦–૦ |
| **કાવ્ય સમુચ્ચય ભાગ ૨ જો** | |
| કર્તા–રામનારાયણ વિશ્વનાથ પાઠક | ૧–૮–૦ |
| **દેશી હિસાબ ભાગ ૨ જો** | |
| કર્તા–વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલ | ૦–૩–૦ |
| **ઓરીજીનલ કોરી કોપી બુક** | |
| નંબર ૧ થી ૫ સુધી દરેકની કીંમત | ૦–૧–૬ |